# જંગે યરમૂક



સીરતી

# મુસ્લિમ લીગનો ઇતિહાસ

'હિન્દનું મુસ્લિમ રાજકારણ' નામના પુસ્તકને મુસ્લિમ-ગુજરાતી જનતા તરફથી જે ભાવભીના આદરમાન મળ્યાં છે, એ પરથી [illegible]



[illegible] નાહ,
ઉર્દુ ભાષામાં પણ આવું પુરાવાભર્યું હકીકત ભરપૂર પુસ્તક આ પ્રથમ પહેલુંજ છે, એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

એન્ટિક કાગળ, લગભગ ૧,૦૦૦ પાન, પાકું સળંગ કપડાંનું બાઇન્ડિંગ, ત્રિરંગી જેકેટ, આંખને ઉડી વળગે એવી નયનરંજક છપાઇ, દિલ્હી ગેટ-અપ. **કીમત માત્ર રૂ. ૨-૦-૦ પોસ્ટેજના દશ આના અલગ.**

**કોહિનૂર પ્રિન્ટિંગ પ્રેસ, ઇકબાલ રોડ, બાંટવા.**

‘ બઝમે ઇકબાલ ’ ગ્રંથમાળા : પુસ્તક ૨ જું

સબક ફિર પઢ શુજાઅતકા, સદાકતકા, અદાલતકા,
લિયા જાએગા તુઝસે કામ દુન્યાકી ઈમામતકા.

—ઇકબાલ

# જંગે યરમૂક

[ ઇસ્લામના ઇતિહાસનો એક અજોડ યુદ્ધ-પ્રસંગ જેમાં મુઠ્ઠીભર અરબ મુજાહિદો લાખોના રૂમી સૈન્ય સામે ઝઝૂમી કેવી રીતે વિજય પ્રાપ્ત કરે છે તેની ઘટના આલેખવામાં આવીછે. ]

‘ સીરતી ’



મૂલ્ય : પાંચ આના

પ્રકાશક :
બઝમે ઇકબાલ
કઠોર.

મુદ્રક :—

અબ્દુલ્લાહ ફખરૂદ્દીન સૈયિદ,
મુસ્લિમ-ગુજરાત પ્રેસ,
ભાગાતલાબ રોડ, સુરત.




પ્રત ૧૦૦૦ ]

૧૯૪૦

[ આવૃતિ ૧ લી

પ્રકાશક :—

મુહમ્મદ સુલયમાન ઈસ્હાક
બઝમે ઈકબાલ ઑફીસ,
કઠોર ( વાયા સાયણ. )

# ઉપોદ્દઘાત

આ પુસ્તકને ( તારીખે ઇસ્લામ ) હું અત્યંત લાભદાયક લેખું છું. પ્રત્યેક મુસલમાને એને અવશ્ય વાંચવું જોઇએ. આમ મુસલમાનોના ચારિત્ર્ય-ઘડતર માટે આના જેવું સરસ સાધન બીજું એકે નથી. આ પ્રકારના ઇતિહાસિક ગ્રંથો પ્રગટ કરવાથી મુસલમાનોને પોતાના ભૂતકાળનું ભાન થાય છે અને તેમની રેહણી કરણી ઉપર એથી સચોટ અસર પડે છે. કવમને પોતાના ઇતિહાસમાં કેટલો રસ છે એ ઉપરથી તેમની જાગૃતિનું માપ કાઢી સકાય છે. મુસલમાનો પોતાના ભૂતકાળથી કેટલી દિલચસ્પી ધરાવે છે તે આ પુસ્તકના પ્રકાશનથી જણાઈ આવશે.

મુસલમાનોમાં આમ રીતે એક પ્રકારની જાગૃતિ આવી છે. ઇતિહાસિક લેખો તરફ તેઓ ખાસ ધ્યાન આપે છે, એથી આપનો આ ગ્રંથ ( તારીખે ઇસ્લામ ) આવકારપાત્ર હોઇ: આપણી હાલની ઝુરૂરતોની ચાવી સમાન છે.

એના વાંચનથી સ્વયં મ્હારી ઉપર જે પ્રભાવ પડયો છે, તેનો ઇકરાર એથી સરસ શબ્દોમાં કરી સકું એમ નથી કે, વાંચતી વખતે અનેક વાર મ્હારી આંખો આંસૂઓમાં ડૂબી જાય છે અને એની અસર દિવસો લગી મ્હારા દિલ ઉપર રહે છે. ખુદા કરે, કોઇ મુસલમાન ઘર આ પુસ્તકથી ખાલી રહેવા ન પામે.

— **મુહમ્મદ ઈકબાલ.**

( મર્હૂમ મગફૂર )



ઇકબાલના આદર્શોને સાહિત્ય દ્વારા મુસ્લિમ-ગુજરાત સમક્ષ પેશ કરવાના અભિલાષ સેવતા બઝમે ઇકબાલ ( કઠોર )ના ઉત્સાહી અને ખંતીલા જવાનોના સમાગમમાં હું આવ્યો છું. એમની કાર્યપ્રગતિએ એમના પ્રત્યે મ્હારા દિલમાં માનની લાગણી ઉત્પન્ન કરી છે. અને મ્હને તો લાગે છે કે એમનો ખંત અને ઉત્સાહ મુસ્લિમ-ગુજરાતથી સફળતાની ખંડણી વસુલ કર્યા વિના રહેવાનો નથી.

ગુજરાતી સાહિત્યે છેલ્લાં થોડાક વરસોમાં કેવી ચાલઝડપી પ્રગતિ સાધી છે તે જણાવવાની જરૂર રહેતી નથી. આજે ભાઇબંધ કવમ તરફથી માંગો તે વિષયના થોકબંધ પુસ્તકો પ્રતિ વરસે બહાર પડતાંજ રહે છે. આજ મહાગુજરાતમાં સંખ્યાબંધ ગ્રંથમાળાઓ અસ્તિત્વમાં આવી છે. એક એક સંસ્થા પાંચ પાંચ છ છ ગ્રંથમાળા કાઢી રહી છે. ગુજરાત તેને હોંશે હોંશે અપનાવી પણ રહ્યું છે. ઉત્તેજન અને કદ્રને લઇ આજ ગુજરાતમાં નવી નવી ગ્રંથમાળાઓ બહાર પડતીજ રહે છે. ટુંકમાં ભાઇબંધ કવમે આ દિશામાં આવકારપાત્ર પ્રગતિ સાધીને પોતાની ખોટ પુરી દીધી છે.

અફસોસની વાત છે કે મુસ્લિમ-ગુજરાતનું તેમ નથી. ઉત્તેજનના અભાવે કહો કે ગફલતના કારણે આજ મુસ્લિમ-લેખકો તરફથી ભાગ્યેજ વરસ દિવસે બે ચાર પુસ્તકો બહાર પડતા હશે. કવમી બેકદ્રીએ અનેક આશા આપતા મુસ્લિમ લેખકોને કચરી નાખ્યા છે. તેમને પરાણે કલમનો ત્યાગ કરી નવકરી યા બીજા ધંધાઓનો આશરો લેવો પડ્યો છે.

આ ન સહન થઇ સકે એવી વાત છે. આજના પ્રગતિશીલ ઝમાનામાં મુસ્લિમ-ગુજરાતે પોતાના કપાળે ચોંટેલી આ કાળી ટીલીને ભુંસી નાખવી જોઇએ.

કઠોરના મ્હારા મિત્ર ભાઇ 'સીરતી' અને તેમના મિત્રોએ બઝમે ઇકબાલ ગ્રંથમાળા દ્વારા હળવા છતાં નક્કર મુસ્લિમ સાહિત્યનું મિશ્રણ પીરસવાનો જે નિર્ધાર કર્યો છે તેને મ્હારા હાર્દિક અભિનંદન છે. હું કેવળ અભિનંદન આપીનેજ બેસી ન રહીશ પરંતુ એમના એ ઝાતી સ્વાર્થ વિનાના નેક સાહસને કામ્યાબ બનાવવા મ્હારાથી બનતો દરેક પ્રયત્ન કરીશ.

નજીવા લવાઝમમાં છસો પાનાના આઠ પુસ્તકો આપવાનો ગ્રંથમાળાના સંચાલકોએ કરેલો સંકલ્પ અવશ્ય સૌને સંતોષ્યા વિના રહેશે નહિં. કવમના થોડાજ ઉત્સાહી ભાઇઓ જો મન પર લે તો બઝમે ઇકબાલ પોતાના હેતુને આસાનીથી પાર પાડી સકે છે. કવમના બુઝુર્ગો અને જવાનોની ફર્ઝ છે કે તેમણે જેમ બને તેમ વધુ ગ્રાહકો બનાવી બઝમે ઈકબાલની સ્થિતિ સધ્ધર બનાવવી જોઇએ જેથી તેના સંચાલકો આ કરતાં પણ વધુ સુંદર અને સંગીન સાહિત્ય આપણને પુરૂં પાડી સકે.

ટુંકમાં કોઇ પણ ઝાતના ઝાતી ફાયદા વિનાની આ ગ્રંથમાળાને કવમે ઉમળકાભેર વધાવી લેવી ઘટે છે.

છેલ્લે અંતઃકરણપૂર્વક દુઆ ગુઝારૂં છું કે ખુદા બઝમે ઇક-બાલના ઉમંગી સંચાલકોના આ નેક અને નિઃસ્વાર્થી ઉદ્દેશને સફળ બનાવે. આમીન!

કમતરીન,

'અસર' સાલેરી.

( એમ. એ.

# નિવેદન

કોઇ પણ જાતના અંગત સ્વાર્થ કે જાતી ફાયદા વિનાની, ઇકબાલના આદર્શોને પોષે એવા પ્રાણવાન સાહિત્યનું સર્જન કરવાની અભિલાષ સેવતી મુસ્લિમ ગુજરાતની આ પહેલી ગ્રંથમાળાનું બીજું પુસ્તક મુસ્લિમ–ગુજરાત સમક્ષ પેશ કરતાં અમને સંતોષ સાથે આનંદ થાય છે.

અલ્પ લવાઝમમાં વરસ દિવસે છસો કરતાં વધુ પૃષ્ટોના આઠ પુસ્તકો આપવાનો નિર્ધાર અમારા કદ્રદાન વાંચકોને અવશ્ય પસંદ પડયા વિના રહેશે નહિં એવી અમને આશા છે. કવમના બુઝુર્ગો અને ભાઈઓ અમારા આ સાહસને વધાવી લઇ અમારા ઉત્સાહ દીપકમાં ઉત્તેજનનું તેલ સતત પુરતા રહેશે તો ઇન્શાઅલ્લાહ, બીજા વરસે આટલાજ લવાઝમમાં આઠસો કરતાં વધુ પાનાના પુસ્તકો આપવાનો અમારો વિચાર છે.

અમારા પુસ્તકો રૂપે અને રંગે આકર્ષક થાય એવી અમારી પણ ઝંખના છે, પરંતુ આવા મોંઘવારીના સમયમાં અમારી એ ઝંખના પૂર્ણ કરી સકતા નથી એ વાતનું અમને દુઃખ છે. ઇન્શા-અલ્લાહ ! અમારી સ્થિતિ સંગીન થતાં અમે ઘટતા સુધારા વધારા કરીશું એવી અમે અમારા કદ્રદાનોને ખાત્રી આપીએ છીએ.

કવમ અને મિલ્લતના થોડાજ હમદર્દો મન પર લેતો મુસ્લિમ –ગુજરાતની આ ન સહન થઇ સકે એવી ખોટ પૂરવાના અમારા મનોરથો ફળી સકે એમ છે.

છેલ્લે અમને કવમ તરફથી પુરતું ઉત્તેજન અને સહકાર મળશે એવી જો આશા રાખીએ તો તે વધુ પડતી નથીજ.

**બઝમે ઇકબાલના સંચાલકો.**

આ કોઈ કાલ્પનિક કહાણી નથી, અતિશયોક્તિના રંગ છાંટણાં વિનાનો નક્કર અને સાચો ઈતિહાસ છે. એડવર્ડ ગિબન, આર્થર ગિલ્મન, સાઈમન ઓકલે, એડવર્ડ ક્રિકટન, વોશિંગ્ટન ઈર્વિંગ, ઈ૦ ફ્રીમેન, સ્ટેન્લી લેનપુલ, ડબલ્યુ. બેન્જામિન, ડબલ્યુ. મ્યૂર, જહોનપુલ, બી. સ્મિથ, જસ્ટિસ સૈયિદ અમીરઅલી વાકિદી, તિબરી વગયરહ જગતના સુપ્રસિદ્ધ ફિરંગી અને મુસ્લિમ ઈતિહાસકારોના ઈતિહાસ-ગ્રંથો ઉપરથી કોઈ પણ પ્રકારની અતિશયોક્તિ વિના, જનાબ ગુલામ કાદિર 'ફસીહ' સાહેબે ઉર્દૂમાં તૈયાર કરેલા **'તારીખે ઇસ્લામ'** નામના દળદાર ગ્રંથની, ચરમૂકની યાદગાર જંગના કેટલાક પૃષ્ટોનો આ અનુવાદ છે.

અગર ઉત્તેજન મળ્યું તો, 'તારીખે ઈસ્લામ' અને એવાજ બીજા પ્રમાણભૂત ઈતિહાસ-ગ્રંથો ઉપરથી આવા યુધ્ધ-પ્રસંગો તારવી ગુર્જર સાહિત્યના ચરણે ધરવા વિચાર છે.

કઠોર,
તા. ૧-૭-૧૯૪૦

—સીરતી.

# અર્પણ.

અમારી પ્રવૃત્તિમાં, અમારા પ્રત્યે જેમને સંપૂર્ણ રસ અને હમદર્દી છે એવા આ વ્હોરા-કઠોરના ઝિંદા દિલ અને ઉદાર સજ્જનને આ લઘુ પુસ્તક સપ્રેમ અર્પણ કરતાં અમને અત્યંત ખુશી થાય છે.

જનાબ **ઈસ્માઈલ હાજી મુહમ્મદ દાદાભાઈ** સાહબ, કઠોરની એક માનનીય અને મુખલિસ હસ્તી છે. ઝાતમહેનતે અને આપબળે આગળ વધેલા કલકત્તાના એક આગેવાન વ્યાપારી તરીકે તેમની ગણના થાય છે. પરમાર્થી, પરોપકારી અને કવમોપયોગી કાર્યોમાં તેઓ સક્રીય રસ લે છે.

તેમને લાંબી ઉમ્ર અતા કરી કવમોપયોગી અને પરોપકારી કાર્યોમાં મદદ કરવાની તવફીક અને હિદાયત આપો એવી તે હકીકી માબૂદથી અમારી અંતઃકરણપૂર્વકની દુઆ છે.

લી૦ **બઝમે ઈકબાલના સંચાલકો.**

# જંગે યરમૂકની એક ઘટના

સફ બરતહ થે અરબકે જવાનાને તેગબન્દ,
થી મુન્તઝિર હિનાકી ઉરૂસે ઝમીને શામ.
ઇક નવજવાન સૂરતે સીમાબે મુઝતરિબ,
આકર હુવા અમીરે અસાકિરસે હમ કલામ.
"અય બૂઉબયદહ! રૂખ્સતે પયકાર દે મુજ્હે,
લબરેઝ હો ગયા મિરે સબ્રો સુકૂંકા જામ.
બેતાબ હો રહા હૂં ફિરાકે રસૂલમેં,
ઇક દમકી ઝિંદગીભી મુહબ્બતમેં હય હરામ.
જાતા હૂં મંય હુઝૂરે રિસાલત પનાહમેં,
લેજાઉંગા ખૂશીસે, અગર હો કોઇ પયામ."
યેહ ઝવક વ શવક દેખકે પુરનમ હુઇ વુહ આંખ,
જિસ્કી નિગાહથી સિફતે તેગે બે ન્યામ.
બોલા અમીરે ફવજ કે: "વુહ નવજવાં હય તૂ,
પીરોંપે તેરે ઇશ્કકા વાજિબ હય ઇહતિરામ.
પૂરી કરે ખુદાયે મુહમ્મદ તિરી મુરાદ,
કિતના બુલંદ તેરી મુહબ્બતકા હય મુકામ.
પહોંચે જો બારગાહે રસૂલે અમીં મંય તૂ,
કરના યેહ અર્ઝ મેરી તરફસે પસઅઝ સલામ:
હમ પર કરમ કિયા હય ખુદાયે ગયૂરને,
પુરે હુવે જો વઅદે કિયેથે હુઝૂરને!

(બાંગે દરા) —ઇકબાલ.

# સી
# ગ્ને
# ટ
# શા
# હી
# વા
# પ
# રો.

તમે શાહીઓ તો ઘણી જાતની વાપરી હશે, પરંતુ હવે **સીગ્નેટ શાહી એક** વાર વાપરી ખાત્રી કરો.




એકવાર એ શાહી વાપર્યા પછી બીજી શાહીનું કદી નામ પણ લેશો નહિ.

હમારી દુકાને દરેક જાતના કાગળ, સીલ્વર પેપર, ક્રાફ્ટ પેપર, સ્ટ્રોબોર્ડ તથા દરેક જાતની ફેન્સી સ્ટેશનરી અને ફાઉન્ટન પેનો: પાર્કર, શેફર્ડ, કેમલ વગેરે કિફાયત ભાવે મળશે.



સીગ્નેટ શાહીના એકલા એજન્ટ:

## કાગદી જી. જે. બ્રધર્સ

લીમડા ચોક, સુરત.

# તાકત પિલ્સ

ઘડપણ યા જવાનીમાં આવી ગયલી નબળાઇ અને અશકિતઓને દુર કરી શરીરમાં નવું લોહી, તાઝગી, અનેરો ઉત્સાહ અને આનંદ પયદા કરે છે. ફિક્કા પડી ગયલા ચ્હેરાને તેજસ્વી બનાવે છે. દિલ અને દિમાગની કમઝોરીને સદંતર દૂર કરી અસાધારણ ફાયદો પહોંચાડે છે.

આ ગોળીઓમાં કીમતી વસ્તુઓનું મિશ્રણ હોય જ્ઞાન તંતુઓને બેહદ ફાયદો પહોંચાડે છે. શરીરની ચુકતે નિર્બળતાઓને દૂર હડસેલી ચમત્કારિક ગુણ દેખાડે છે.

એના સેવનથી અપૂર્વ આનંદ, અખૂટ શકિત અને અનેરો ઉત્સાહ મળે છે. વગર ઝુરૂરે વાપરવાથી તાકત હમેશા માટે ટકી રહે છે.

એકેક ગોળી સવાર સાંજ ગરમ દૂધ સાથે લેવી.

કી. શીશી એકના રૂ. ૩-૦-૦ (પોસ્ટેજ અલગ)

આ ઉપરાંત પણ અમારી ફાર્મસીમાં ચુકતે રોગોની દવાઓ કિફાયતે મળે છે. એક આનાના સ્ટાંપ બીડી પ્રાઇસ લિસ્ટ મુફત મગાવો યા એકવાર અમારી ફાર્મસીની મુલાકાત લઇ ખાત્રી કરો.

લખો અથવા મળો :

**મેનેજર : ઇન્ડિયન ફાર્મસી.**

કણપીઠ, **સુરત.**

# જંગે યરમૂક

## [ ૧ ] રૂમી સૈન્ય

જ્યારે રૂમી સૈન્યને હરકલે અન્તાકિયાના મયદાનમાંથી કૂચ કરવાનો હુકમ આપ્યો; ત્યારે તેની સૂચનાનુસાર પહેલી ટુકડીનો અફસર કનાતીર, તરતૂસ તરફ, બીજી ટુકડીનો અફસર જર્જીર, મઅર્રાત તરફ, ત્રીજી ટુકડીનો અફસર કોરીર—જે હરકલનો ભાણેજ થતો હતો—હલબ તરફ અને ચોથી ટુકડીનો અફસર દરીહાન કિન્નસ્રીન તરફ રવાના થયો. દરેક ટુકડીમાં એક લાખ સૈનિકો હતા. જ્યારે ચારે ટુકડી રવાના થઇ ચુકી ત્યારે સમસ્ત રૂમી સૈન્યના સિપહસાલાર બાહાને જબલાના સાઠ હઝાર સૈનિકો સહિત હિમ્સ તરફ કૂચ કરી.

બાહાન હિમ્સ નજીક પહોંચ્યો ત્યારે તેને જાણ થઇ કે અરબો હિમ્સને જીતી બયતુલમુકદ્દસ તરફ વધ્યા છે. તેણે તેજ જગ્યાએ પડાવ નાખ્યો અને હરકલને એ વાતની જાણ કરી, પરંતુ હરકલનો જવાબ આવે તે પહેલાં હરકલના પુત્ર કુસ્તુન્તીને—જે સમુદ્ર તીરે કયસારિયામાં ગંજાવર લશ્કર લઇ પડયો હતો—બાહાનને માહિતી આપી કે અરબી

સૈન્ય યરમૂક નદી ઉપર પડાવ પાથરી પડયું છે. સાથે તેણે બાહાનને સત્વર કૂચ કરી યરમૂક પહોંચી અરબોનો મુકાબિલો કરવા તાકીદ કરી.

અગર વિવિધ સ્થળોએ જઇ રહેલા સરદારો માર્ગમાંજ પોતાને આવી મળે તો અરબો પર એક સામટો હલ્લો કરવાનું વધુ અનુકૂળ થઇ પડે એમ વિચારી બાહાને પોતાના હાથ તળેના સરદારોને પોતાને યરમૂકના માર્ગમાં આવી મળવા હુકમો છોડયા. તેણે સૈન્યને કૂચ કરવાનો હુકમ કર્યો, માર્ગમાં બધા સરદારો પોતપોતાના સૈન્ય સહિત તેને આવી મળ્યા અને આમ તેણે લાખોના સૈન્ય સહિત યરમૂકના વિશાળ મયદાનમાં પહોંચી પડાવ નાખ્યો.

બાહાને જે સ્થળે પડાવ નાખ્યો તેની એક તરફ યરમૂક નદી અને બીજી તરફ એક નાનકડી નદી આવેલી હતી. આ સ્થળ તેને ખુબજ ગમી ગયું અને આના જેવું સુરક્ષિત અને સુયોગ્ય સ્થળ એકે નથી એમ માની તે ખુબ રાઝી થયો, પરંતુ સત્વરજ તેને પોતાની ગંભીર ભૂલનું ભાન થયું અને ઇસ્લામી સિપહસાલારની દાનિશમંદી અને કુનેહનો તેને સ્વીકાર કરવો પડયો; જેમણે પોતાના સૈન્યને મયદાનના મુખ પર લાવી ઉતારેલું હતું.



## [ ૨ ] હરકલનો સંદેશો

કેટલાય દિવસો લગી કોઈ પણ ઝાતની પ્રવૃત્તિ હાથ ધરવામાં આવી નહિં. બંને લશ્કરમાંથી કોઈએ પણ પહેલ કરી નહિ. એટલામાં હરકલનો એક સંદેશો લઈ કાસદ બાહાન પાસે આવ્યો. હરકલ અરબો સાથે સંધિ થાય એવું ઝંખતો હતો. અરબોની વીરતાએ તેને થરથરાવી મુકયો હતો. અગર આ યુદ્ધમાં રૂમીઓને શિકસ્ત મળી તો પછી સમસ્ત શામ અને કુસ્તુનતીન ઉપર અરબોનો અધિકાર સ્થાપિત થઈ જશે એમ માની તેણે બાહાનને કહેવડાવ્યું હતું કે "અગર અરબો એ વાત ઉપર રાઝી થઈ જાય કે હિજાઝથી લઈ જાબિયહ લગીનો પ્રદેશ તેમના અધિકાર તળે રહે અને જાબિઅહથી અગળ ન વધવાનુ તેઓ વચન આપતા હોય તો તેમની સાથે સુલહ કરી નાખવામાં આવે. અગર તેઓ ન માને તો પછી લડયા વગર છુટકો નથી."

આ સંદેશો મળ્યા પછી બાહાને સઘળા સરદારોને એકત્ર કરી હરકલનો સંદેશો વાંચી સંભળાવી કહ્યું :

"બાદશાહ આવું ગંજાવર સૈન્ય છતાં સુલહ કરી લેવાની સુચના કરે છે. અરબો સાથે વિષ્ટિ ચલાવવાનું મ્હને તો હરગિઝ મુનાસિબ લાગતું નથી." જર્જીરે કહ્યું :

"બાદશાહની આજ્ઞાનું પાલન કરવું આવશ્યક છે. એમાં આપણું જાય પણ શું છે?" બાહાને જર્જીરને કહ્યું :

"ત્યારે તમેજ અરબી સૈન્યમાં જઇ તેમના કોઈ આગેવાનને મ્હારી પાસે તેડી લાવો, યા બાદશાહની સૂચનાનુસાર સ્વયં તેમની સાથે વાટાઘાટ ચલાવી સંધિ કરી નાખો."

સુંદર વસ્ત્રોમાં સજ્જ થઇ જર્જીર એક હજાર સૈનિકો સહિત ઇસ્લામી છાવણીમાં ગયો. તેણે કહેવડાવ્યું :

"હું હરકલ તરફથી સુલેહનો પયગામ લઇને આવ્યો છું. એ અંગે વાટાઘાટ ચલાવવા તમારામાંથી કોઇ મ્હારી સંગાથે રૂમી સૈન્યના સિપહસાલાર કને આવવા ઇચ્છતું હોય તો તેમ કરો; નહિંતર તમારા સરદારને કહો કે મ્હારી સાથે આજ સ્થળે આવી વાટાઘાટ ચલાવે."

અબુ ઉબયદહને આ વાતની જાણ કરવામાં આવી. તેઓ સ્વયં ઘોડા પર સ્વાર થઇ જર્જીર પાસે આવ્યા. જર્જીરે કહ્યું :

"હે અરબીભાઇ! અમને અમારા શહિન્શાહ હરકલે લાખોના સૈન્ય સહિત બાહાનની સરદારી હેઠળ તમારો મુકાબિલો કરવાને મોકલ્યા છે. તમે શાહી સૈન્યને કેટલાક સ્થળે શિકસ્ત આપી થોડા ઘણા શહેરો જીતી લીધા એ સાચું છે; પરંતુ તમારે એ વિજયોના નશાથી ભાન-સૂના થઇ જવું ન જોઇએ. અત્યારે અમારી સંગાથે છ થી સાત લાખનું સૈન્ય છે. આવા મહાન લશ્કર સાથે મુકાબિલો કરવાનો તમને કદી પ્રસંગ સાંપડયો ન હશે. અમારા સૈન્યમાં મોટા મોટા લડવૈયાઓ અને રણકેશરીઓ મવજૂદ છે. તમારી હસ્તીને નાબૂદ કર્યા પછીજ રણભૂમિમાંથી પાછા ફરવાના તેઓએ આકરા શપથ લીધા છે પણ અમારો શહિન્શાહ દયાળુ છે. તેને ખૂનરેઝી પસંદ નથી. તેણે અમને હુકમ કર્યો છે કે અરબો સાથે

સંભવિત હોય તો સુલ્હ કરી નાખવામાં આવે. સાથે એ પણ હુકમ કર્યો છે કે જે કાંઇ માલ અસ્બાબ તમોએ અમારા શહેરોમાંથી લીધો છે તે અમારે પાછો ન માંગવો. તમે વસ્ત્રો, ખુરાક અને સાધન વિનાના અમારી સરહદમાં આવ્યા હતા. હવે તમો સંપુર્ણ સાધનસંપન્ન અને માલામાલ થઇ ગયા છો. તમારા ચુકતે અપરાધોની તમને ક્ષમા આપવામાં આવે છે, સાથે અમારો બાદશાહ તમારી સાથે બીજો સુલૂક પણ કરવા માંગે છે. અર્થાત હિજાઝથી લઇ જાબિયહ લગીનો પ્રદેશ તમને બખ્શવામાં આવે છે. જો તમે જાબિયહથી આગળ ન વધવાનું સ્વીકારતા હો તો. તમારે આટલા પરજ સંતોષ માની લેવો પડશે. નહિતર પછી અમારી સાથે તમને અથડામણ થશે. લડાઇનું શું પરિણામ આવશે તે ઝાહિર છે. તમારી સંખ્યા ઘણીજ અલ્પ છે, તમારામાંથી એક પણ જીવતો બચવા ન પામશે એ દેખીતું છે. તમારા માટે હવે એકજ માર્ગ રહયો છે, તમારે કોઇ પણ પ્રકારની લાલચને વશ ન થતાં તમારી સમક્ષ અમે જે શર્તો રજુ કરી છે તેનો બેધડક સ્વીકાર કરી લો." અબુ ઉબયદહએ એમ સાંભળી કહયું :

"પ્રથમ તમારી તરફથી છેડતી કરવામાં આવી. તમારી સરહદી કવમોએ અમારી સરહદી કવમોને સતાવવા અને તેમનો સર્વનાશ કરવામાં કોઇ પણ પ્રકારની મણા રાખી નથી. તેમના રક્ષણ માટે અને સરહદ પર શાંતિ સ્થાપવાના ઇરાદે ન છુટકે અમારે પગલાં ભરવાં પડયાં પરંતુ તમારા બાદશાહ હરકલે તમારી સરહદી કવમેની હિમાયતમાં અમારા સામના માટે શાહી સૈન્ય રવાના કર્યું. અલ્લાહની કૃપાથી તે યુધ્ધમાં અમોએ વિજય પ્રાપ્ત કર્યો અને ત્યાર પછી પણ અનેક યુધ્ધોમાં શાહી સૈન્યનો પરાજય થતો રહયો. અલ્લાહપાકે

આપેલા વચનાનુસાર આ ધરતીના તેણે અમને વારિસ ઠેરવ્યા. અમારી સંખ્યા ઘણીજ અલ્પ છે એ ખરૂં પરંતુ અમને અલ્લાહ અને તેના રસૂલ ( સ૦ ) ઉપર સંપૂર્ણ ઇમાન અને આસ્થા છે. અલ્લાહ અને તેના રસૂલે (સ૦) અમારાથી જે વાયદો કર્યો છે તે અવશ્ય પાર પડયા વિના રહેવાનો નથી. અમે આવા ગંજાવર સૈન્ય સામે ઘણીજ થોડી સંખ્યામાં અડગતા અને નિડરતાપૂર્વક ઉભા છીએ એ શું સૂચવે છે? અગર અમારા સ્થાને કોઇ બીજો હતે તો આવડું મોટું લશ્કર નિહાળી જીવ લઇ ન્હાસી જતે. પરંતુ અમે તો જીવનથી અદંતર બેપરવા થઇ તમારો જીવલેણ સામનો કરવાને અડીખમ ઉભા છીએ. અમારા દિલમાં તમારી બહુમતિનો ઝરાય ડર કે વસવસો નથી. તમારી લડાયક અને ઝનૂની જાતિઓની પણ અમને પરવા નથી. અલ્લાહ અમારી સાથે છે જે સૌ પર ગાલિબ છે. તમે ટુંકમાંજ મ્હારા કથનની મયદાનમાં ખાત્રી કરી લેશો અને એમ વાતનું તમને સત્વરજ ભાન થઇ જશે કે અલ્લાહપાકે અમારા કાંડાઓમાં કેવા બળનું સીંચન કર્યું છે, ઇસ્લામે અમારા અંતઃકરણોને કેવા દિલેર બનાવી દીધાં છે, અમારા નેઝાની અણી કેવી તેજ છે અને અમારી તલ્વારો કેવી પાણીદાર છે. તમારી બહુમતિ અને લડાયક જુસ્સાનું અમારી આગળ પ્રદર્શન કરવું અસ્થાને છે. એથી અમે સ્હેજ પણ ડરવાના કે ડગવાના નથી. અમે અલ્લાહ સિવાય બીજી કોઇ વસ્તુથી ડરતા નથી. અમારી સાથે સુલહ કરવી હોય તો તે બે રીતે સંભવિત છે.

(૧) અગર હરકલ તમામ પ્રજાજનો સહિત ઇસ્લામી દીનનો સ્વીકાર કરી લે તો તે આ દેશમાં બદસ્તૂર હુકૂમત ભોગવી સકે છે.

અમે તેને અમારા બિરાદર તરીકે લેખીશું અને કોઇ પણ ઝાતના ઉપદ્રવ વિના મૂંગા મૂંગા અમારે વતન ચાલ્યા જઇશું. અમે માનીશું, કે અમારો વારસો અમારા ભાઇઓના કબ્ઝામાં છે.

(૨) રૂમનો કયસર અમારા રક્ષણ હેઠળ આવી જાય અને અમારો વારસો અમને ચુપચુપ સ્વાધીન કરી દે. નહિંતર અમે લડીને અમારો વારસો બાહુબળે કબ્ઝે કરીશું.

અબૂ ઉબયદહનું ઉપરોકત કથન સાંભળી જર્જીર આભો બની ગયો. એક શબ્દનોય ઉચ્ચાર કર્યા વિના તે પાછો ફરી ગયો. બાહાને જ્યારે તેના મુખે અબુ ઉબયદહની વાણી સાંભળી ત્યારે તેના આશ્ચર્યના પણ પાર રહયો નહિં. તે બોલી ઉઠયો:

"આ અરબો ખરેખર દિલેર છે. તેમને અમારી આવડી મોટી બહુમતિની પણ પરવા નથી. કોઇ બીજું હોત તો અમારી ઉદાર શર્તોનો સહેજ પણ આનાકાની વિના સ્વીકાર કરી લેત; પરંતુ સમજ નથી પડતી. આ અરબોના મગઝમાં શું ભુસું ભરાયું છે કે પહાડ સાથે માથાં અફાળવાને તત્પર બની બેઠા છે?" જર્જીરે કહયું:

"રૂમીઓને તેઓ બિલકુલ ગણકારતા નથી. કોઇ અરબ સરદારને તેમની કને મોકલો જે કદાચ તેમને સમજાવી શકે."

બાહાને જર્જીરનું કહેવું માની જબલાને તેડાવી કહયું:

"અરબો અમને ગણકારતા નથી, તમો તેમની પાસ જઇ ડરાવી ધમકાવી યા સમજાવી પટાવી વિદાય કરો. તમો તેમના કબીલામાંથી છો. કદાચ તેઓ તમારા પ્રભાવથી અંજાઇ તમારી સગાઇનો લિહાઝ કરે."

જબલા તુતજ સ્વાર થઇ ઇસ્લામી છાવણીમાં ગયો. તેણે ત્યાં જઇ કહેવડાવ્યું:

"યમનવાસીઓમાંથી કોઇ જણ મ્હારી જોડે વિષ્ટિ ચલાવવાને આવે."

અબૂઉબયદહએ અન્સારમાંથી ઉબાદહ બિન સામતને જબલા પાસે મોકલ્યો. જબલાએ તેમને નિહાળી કહયું:

"ભાઇ! તમારૂં શું નામ છે અને તમે કયા કબીલામાંથી છો?" ઉબાદહએ કહયું:

"મ્હારૂં નામ ઉબાદહ બિન સામત છે અને હું યમનના કબીલા ખઝરજમાંથી છું." જબલાએ કહયું:

"હે મ્હારા કાકાભાઇ! તમારા સરદાર સુલ્હ માટે રાઝી નથી થતા તેનું શું કારણ? આ સૈન્યમાં કેવળ રૂમીઓજ નથી બલ્કે સાઠ હઝાર અરબો પણ છે જે તમારા સંબંધીઓ છે. એક ભાઇ બીજા ભાઇનું ગળું કાપે એ વાતનોય તમને ખ્યાલ નથી? મ્હને તમારા હાલ પર દયા છુટે છે પછી તમને તમારા હાલ પર કેમ દયા નથી ઉપજતી? હું જે કાંઇ કહી રહયો છું તે તમારી ભલાઇ અને બ્હેતરી માટેજ કહી રહયો છું. આ ગંજાવર સૈન્ય સામે તમો હરગિઝ ટકી સકવાના નથી, તમારો કરચરઘાણ નીકળી જશે."

ઉબાદહ એ સાંભળી બોલ્યા:

"અમારા સગાં અને ભાઇ કેવળ તેજ માણસો છે જેઓ મુસલમાન થયા છે. દુશ્મનોની બહુમતિ અમને ડગાવી સકે એમ નથી. અજનાદેનમાં રૂમીઓનું ગંજાવર સૈન્ય એકત્ર થયું હતું. તેમાંય લડાયક જુસ્સાવાળી અનેક કવમો મવજૂદ હતી. રૂમીઓનો મશ્હૂર દિલેર વરદાન તેમનો સિપહસાલાર હતો. અલ્લાહના અનુમતિથી અમે વરદાનને કત્લ કર્યો, હઝારો રૂમીઓને તલ્વારને ઘાટ ઉતારી

દીધા અને તેમને ભયંકર શિકસ્ત આપી. એ વાત તમે કેમ ભૂલી જાઓ છો? અમે આ યુદ્ધમાં અલ્લાહની કૃપાથી અવશ્ય તમારા ઉપર વિજય પ્રાપ્ત કરીશું. ઉપરાંત અરબસ્તાનથી એક સૈન્ય અમારી કુમકે આવશે એવી અમને સંપૂર્ણ ઉમીદ છે." જબલાએ કહયું:

"આના કરતાં વધુ શકિતશાળી સૈન્ય અરબસ્તાનથી તમારી કુમકે આવે એવી મ્હને તો આશા જણાતી નથી. તમારામાં જેટલા બહાદુર લડવૈયા ત્યાં હતા તે અત્રે આવી ચુકયા છે." ઉબાદહએ કહ્યું:

"હે જબલા! તું ભૂલી ગયો છે કે હઝરત અલી મુર્તુઝા, શેરે ખુદા, હયદરે કર્રાર, સાહબે ઝુલ્ફિકાર, અસ્દુલ્લાહુલ ગાલિબ હજી મદીનહમાં મવજૂદ છે; જેમણે રણક્ષેત્રમાં કદી પરાજયના દર્શન કર્યાં નથી અને કદી કોઇથી પરાજિત થયા નથી. તેમના મુકાબિલામાં ઊભી સકે એવું આ ધરતી ઉપર તો કોઇ નથી, ઉપરાંત હઝરત ઉમર, હઝરત અબ્બાસ, હઝરત તલ્હા, હઝરત અબ્દુર્રહમાન બિન અવફ અને અન્ય ઇસ્લામના ભડવીરો મદીનહમાં અમારી પીઠ પાછળ ઉભા છે. તાઇફ, મક્કહ અને યમનમાં હજી હઝારો નરવીરો મવજૂદ છે અગર અમને સહાયની ઝુરૂર પડી તો તેઓ અમારી વ્હારે ન ધાશે એમ તમે માનો છો? જો કે ખુદાના ફઝલથી તમારા સમસ્ત સૈન્ય માટે અમો પુરતા છીએ એમ અમે માનીએ છીએ અને યુધ્ધમાં તમે જોશો કે અમારો પ્રત્યેક સિંહ તમારા કેટકેટલાં શિયાળવાંઓને ભગાડી સકે છે? તમારે અમારા હાલ ઉપર દયા ખાવી ન જોઇએ. અમે તો અમારી જાનોને અલ્લાહની રાહમાં વકફ કરી ચુકયા છીએ. અલબત્ત, અગર તમને તમારો જીવ વ્હાલો હોય તો મુસલમાન થઇ જાઓ. અમે તમને અમારા સગા ભાઇ તરીકે

લેખીશું. તમે ગસ્સાનના રઇસ છો, સત્ય ધર્મ ઇસ્લામનો સ્વીકાર કરી અમારા ટોળામાં શામિલ થઇ જાઓ."

જબલા એ સાંભળી ગુસ્સાભર્યા સ્વરે કહેવા લાગ્યો :

"મ્હારી સામે ઇસ્લામ પેશ ન કરો, હું તમારા દીનથી બેઝાર છું. રૂમીઓને જેમ ડરાવ્યા તેમ તમો મ્હનેય ધમકાવવા માંગો છો? શું હું અરબ કવમનો રઇસ નથી? શું હું રણવીર નથી? યાદ રાખો, અગર તમે મ્હારા મુકાબિલામાં આવ્યા તો પ્રત્યેકને વીણી વીણી કત્લ કરી નાંખીશ. મ્હેં સગાઇનો હક્ક અદા કરી દીધો; અગર તમે મ્હને સગા તરીકે નથી લેખતા તો તમે જાણો અને તમારૂં કામ." ઉબાદહ બોલ્યા:

"હે જબલા! તમારી કને અમે સુલહનો પયગામ લઇને નથી આવ્યા; તમે સ્વયં અમારી કને વારંવાર આવો છો જો કે તમને અમારી સુલહની શર્તોની સારી પેઠે માહિતી છે. જ્યાં લગી તમે તેમાંથી એક મંઝૂર ન કરો ત્યાં લગી અમે હરગિઝ સુલહ કરી સકીએ એમ નથી. તમે જે ઇરાદાથી અમારો મુકાબિલો કરવાને આવ્યા છો તેને અમલમાં મેલી જુઓ, અને પછી જુઓ કે પરિણામ શું આવે છે? કોને અલ્લાહ ઇઝઝત આપે છે અને કોને અલ્લાહ ઝિલ્લતની ઉંડી ખાઇમાં ધકેલે છે?"

જબલા એ સાંભળી એકદમ તપી જઇ બોલ્યો:

"તમારા સરદાર તમારા જેવા ઉબ્ધત માણસને મ્હારી સાથે વિષ્ટિ ચલાવવાને મોકલશે એવી આશા ન હતી." ઉબાદહએ કહયું:

"મ્હેં જે કાંઇ કહયું તે દુરૂસ્ત છે. અમારામાંથી જેની સાથે વાત કરશો તે મ્હારી જેમજ કહેશે. અમારી ઝબાન એક, વિચાર એક, દિલ એક, ખુદા એક, રસૂલ એક, ખલીફા એક, કવમ એક અને અવિભાજ્ય છે."

જબલા નારાઝ થઈ પાછો ફરી ગયો. બાહાન પાસે જઇ તેણે કહ્યું :

"અરબો પોતાની ઝિદ્ છોડે એમ લાગતું નથી. તેમણે એક ગુસ્તાખ અને અવિવેકી માણસને મ્હારી કને મોકલ્યો. જેણે અપમાનકારક વેણો ઉચ્ચારી મ્હારા તનબદનમાં આગ લગાડી દીધી છે. તમે મ્હને ત્યાં મોકલી નકામો અપમાનિત કર્યો. તે લોકોને મૃત્યુને ઘાટ ઉતાર્યા વિના છુટકો નથી. તેઓ અત્યંત ગર્વિષ્ટ અને માથાફરેલ છે. તેઓ આપણા આવા મહાન સૈન્યને પરાજીત કરી વિજયી થવાના સ્વપ્ના સેવી રહયા છે." બાહાન બોલ્યો :

"વારૂ ન માને તો તેમની મરઝી, આપણે બાદશાહના આજ્ઞાનું પાલન કરી દીધું. કાલ સવારે તમે તમારા સાઠ હઝાર જવાનોને લઈ મયદાનમાં જજો. અરબોની સંખ્યા ત્રીસ હઝાર કરતાં વધુ નથી. પ્રથમ તો તમે તેમના મુકાબિલા માટે પુરતા છો. ઝુરૂર પડી તો હું તમારી વ્હારે ધાઇશ. તમે અરબ છો. તમે તમારી વીરતાની પ્રતીતિ કરાવી તેમને શિકસ્ત આપશો તો જેટલો પ્રદેશ અરબોએ જીતી લીધા છે તે બધોજ બાદશાહ તમને ભેટ ધરી તે પ્રદેશના તમને બાદશાહ બનાવી દેશે." જબલા એ સાંભળી કહેવા લાગ્યો :

"આજની વાતો સાંભળી મ્હારા દિલને ખૂબજ રંજ પહોંચ્યો છે. તેમને વિજય અને વિનય શીખવવા માટે હું તલ્વાર વડે તેમની જીભો કાપી નાખીશ. હું કાલ રણભૂમિમાં શું કરૂં છું તે જોઇ ખરેખર આપ આફ્રિનજ પુકારી ઉઠશો. મ્હારી પાસે તેમના કરતાં બમણું સૈન્ય છે, મ્હારા જવાન તેમના જેવાજ દિલેર અને બહાદુર છે. જ્યાં લગી એકેએક મુસલમાનને કત્લ ન કરૂં ત્યાં લગી હું પાછો હરગિઝ ફરીશ નહિં."



# [ ૩ ] લડાઈની તૈયારીઓ

ત્યાં ઉબાદહ બિન સામત અબુ ઉબયદહ કને ગયા, અને જબલા અને તેમની વચ્ચે થયલી વાતચીતથી તેમને વાકિફ કર્યાં. અબુઉબયદહએ સાંભળી પ્રસન્ન થઇ બોલ્યા :

"હવે આપણે લડાઇ માટે તૈયાર થઇ જવું જોઈએ."

પછી ખાલિદ બિન વલીદ અને બીજા સરદારોને એકત્ર કરી કહ્યું :

"દુશ્મનોની સંખ્યા આપણા કરતાં અનેક ગણી વધારે છે. તેમના પ્રમાણમાં આપણે ઘણાજ થોડા છીએ. હે અબા સુલયમાન! તેમનો સામનો સરસ રીતે કરી સકીએ એવી કોઇ તદબીર આપણે વિચારવી જોઈએ."

ખાલિદ બિન વલીદે કહ્યું :

"રૂમી સૈન્ય જે સ્થળે પડાવ પાથરી પડયું છે ત્યાંથી તેઓ આપણી સામી દિશાએથીજ હુમલો કરી સકે છે; બાકીની દિશાઓથી તેઓ હુમલો કરી સકે એમ નથી. અને આમ આપણી પીઠ પાછળ ઘા થાય એવો આપણને ઝરાય અંદેશો નથી. હું તો એવી તજવીઝ પેશ કરૂં છું કે સ્ત્રીઓનો મુકામ આપણી પછવાડેની ટેકરી ઉપર રાખવો જોઇએ. ટેકરી પર તંબુ તાણી આપણે ચુકતે સરસામાન પણ ત્યાંજ રાખવો જોઈએ."

ખાલિદ બિન વલીદની સુચનાનો તુર્તજ સ્વીકાર થયો. ખુદા ન કરે મુસલમાનો મયદાન છોડી નાસે તો તેમને શરમાવી શૂર ચઢાવી પુનઃ રણભૂમિમાં પાછા મોકલે એ માટે અવરતોને લસ્કરની પછવાડે તંબુ તાણવાની તાકીદ કરી દેવામાં આવી. અવરતોએ કહ્યું:

"અમે કોઇને પણ ન્હાસવા દઇશું નહિં. ઝુરર પડી તો તેમના મોઢાં પર પત્થરો મારી તેમને પાછા હડસેલીશું અને સ્વયં લડવાને તૈયાર રહીશું."

આ તરફની ચિંતા દુર થઇ એટલે અબુ ઉબયદહએ કહ્યું:

"ઇસ્લામના ઇતિહાસમાં આ મહાન યુદ્ધ હમેશા યાદગાર રહેશે. અત્યંત કપરા સંજોગોમાંથી આપણને પસાર થવાનું છે. આપણી હિમ્મત, વીરતા અને અડગતાની કસોટી થવાની છે. આવા ઝબરદસ્ત સૈન્ય સામે ઝઝૂમવાનો આપણને કદી પ્રસંગ સાંપડયો નથી. ખુદા આપણને સબ્ર અતા કરે, સાબિત કદમ રાખે અને દુશ્મનોને ભારે શિકસ્ત આપી આપણને જવલંત ફતહ ઇનાયત કરે. આપણામાંનો દરેક જણ સહાય માટે રાત દિવસ અલ્લાહને પ્રાર્થતો રહે."

સાંજ પડી, છાવણીની આસપાસ પહેરો ગોઠવી દેવામાં આવ્યો. નમાઝથી ફારિગ થઇ સૈનિકો પોતપોતાના તંબુઓમાં આરામ માટે ગયા.

સવારના અબુ ઉબયદહએ નમાઝ પઢાવી મુસલમાનો આગળ એક નાનકડું ભાષણ આપ્યું:

"આજ લડાઇનો પહેલો દિવસ છે. આપણે ધીરજ અને અડગતાપુર્વક દુશ્મનોનો સામનો કરવાનો છે. યાદ રાખો, જે માણસ

પીઠ ફેરવશે તે અલ્લાહની નારાઝગીનો સઝાવાર થશે. જે માણસ આજે પોતાની મહામૂલી જાન અલ્લાહની રાહમાં કુર્બાન કરશે તે અલ્લાહ અને તેના રસૂલ (સ૦)ની રઝામંદી હાસિલ કરશે. ખુદાએ મહાન ઉદ્દેશ પાર પાડવા તમારી વરણી કરી તમારા દિલોમાં હિદાયતનું નૂર ભરી દીધું તે માટે તમો અલ્લાહનો શુક્ર અદા કરો. એ શુક્ર ઝબાનથી નહિં પરંતુ આજે મયદાનમાં પ્રાણ પાથરી અદા કરવાનો છે. દુશ્મનોની સંખ્યા બેશક ઘણી વધારે છે તેમના સૈન્યમાં અરબ કવમો પણ શામિલ છે, પરંતુ તમારે એ વાતથી ઝરાય થડકવાનું નથી. અલ્લાહ સૌ પર ગાલિબ છે, તે ચાહે તેને વિજય આપે છે. અલ્લાહની આપણા ઉપર કૃપા દૃષ્ટિ છે. અગર અડગ રહેશો, મયદાનમાંથી પીઠ ન ફેરવતાં મૃત્યુને સહર્ષ વધાવી લેશો તો અલ્લાહ આપેલા વચનાનુસાર તમને આ ધરતીના સ્વર્ગના માલિક બનાવશે અને પરલોકમાં જન્નત નસીબ કરશે.”



## [ ૪ ] જબલા ન માન્યો

જબલાએ પોતાના સાઠ હઝાર જવાનોને મયદાનમાં લાવી ખડા કરી દીધા. અબુ ઉબયદહને જ્યારે એ વાતની જાણ થઇ કે સૌથી પહેલાં મુકાબિલા માટે અરબ કવમો આવી છે અને તેમની સંગાથે એક પણ રૂમી સિપાંહી નથી ત્યારે તેમણે કહયું :

"જબલાએ સગાઇનો હક અદા કરવા સુલ્હની દરખાસ્ત કરી હતી એટલે આપણે પણ તેને સમજાવવા અને મુકાબિલાથી બાઝ રાખવા તેનાજ કબીલાના થોડાક માણસોને તેની પાસે મોકલવા જોઇએ. કમથી કમ તે તટસ્થ થઇ રૂમી સૈન્યથી વિખુટો પડી જાય તો બસ છે, પછી આપણે રૂમીઓ સાથે સમજી લઇશું. અગર તે તે ન માને તો પછી તેની સાથે લડયા વગર છુટકો નથી. આમ આપણો ફર્ઝ અદા થઇ જશે અને આપણે સાથે સાથે લશ્કરની હારો પણ દુરસ્ત કરી સકીશું."

કયસ બિન સઇદ, કઅબ બિન માલિક, મઆઝ બિન જબલ, જાબિર બિન અબ્દુલ્લાહ અને અબુ અય્યુબ ખાલિદ બિન ઝયદને જબલા પાસે વિષ્ટિ ચલાવવાને મોકલવામાં આવ્યા. તેમણે જબલાના લશ્કર પાસે જઇ કહયું :

"અમે તમારા કાકા ભાઇ છીએ અને તમારા સરદાર સાથે વિષ્ટિ ચલાવવાને આવ્યા છીએ."

તુર્તજ તેમને જબલા પાસે લઇ જવામાં આવ્યા. જબલાએ અત્યંત પ્રેમપૂર્વક તેમને પોતાની પાસે બેસાડયા પછી તેમના વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઇ:

"ભાઈઓ! તમે મ્હારા સગાસંબંધી છો. હું કેવળ તમારી ભલાઇ માટે તમારી કને આવ્યો હતો, પરંતુ તમે એવો માણસ મ્હારી પાસે મોકલ્યો જેની અપમાનજનક વાતો સાંભળી મ્હને ખૂબ રંજ થયો." જાબિર બિન અબ્દુલ્લાહ બોલ્યા:

"હે જબલા! ઉબાદહ બિન સામત સાચું કહેતા હતા. અમારા દીનની શર્તો એજ છે કે જે માણસ અમારા સામના માટે આવે તેને પ્રથમ ઇસ્લામની દા'વત આપીએ. જે માણસ અમને મળે તેને નસીહત કરી ખુદાના દીનની તરફ તેડીએ. અમે પણ એજ હેતુથી તમારી કને આવ્યા છીએ. તમે અમારા સગાસંબંધી છો. તમે ઇસ્લામ કુબુલ કરો, એમાં તમારી ભલાઇ છે, તમારો દિન અને દુન્યા ઉભય સુધરી જશે. અમે તમને કોઇ ખરાબ રસ્તે દોરવા નથી માંગતા બલ્કે તમને સાચા રાહ ઉપર લાવવા માગીએ છીએ, જયારે તમે મુસલમાન થશો ત્યારે, આપણે સગા ભાઇ સમાન થઇ જઇશું અને અમે તમને અમારી જાન કરતાંય વધુ વ્હાલા ગણીશું."

જબલાએ કહ્યું:—

"હું ઇસ્લામ કોઇ પણ કાળે સ્વીકારી સકું એમ નથી. તમારે જે કામ હોય તે કહો." જાબિર બિન અબ્દુલ્લાહ એ સાંભળી બોલ્યા:

"અમે આ કામનીજ વાત કરી છે. સ્નેહીઓ વચ્ચે ખૂનરેઝી ન થાય એવું તમે ઝાહિર કર્યું હતું. ત્યારે તમે રૂમના શાહની તરફથી અમારી કને આવ્યા હતા. અન્યોન્યના ગળાં ન કાપીએ એ

હેતુને મદ્દેનઝર રાખી તમો અને સઘળા અરબ ભાઇઓ સાથે મસ્લત ચલાવવાને અમો આવ્યા છીએ. તમો અગર ઇસ્લામ કુબૂલ નથી કરતા તો રૂમી સૈન્યથી અલગ થઇ અમારી હિફાઝતમાં આવી જઓ. અમે તમારી સાથે સારી રીતે વર્તીશું અને હમેશા તમારા સહાયક રહીશું." જબલા બોલ્યો:

મુસલમાન થવાથી હું તુચ્છ અને ઝલીલ થઈ જઇશ એટલા ખાતર હું ઇસ્લામ કુબૂલતો નથી. અગર હું રૂમી સૈન્યથી વિખુટો પડી જાઉં અને રૂમી સૈન્ય તમને હરાવી વિજય પ્રાપ્ત કરે તો હરકલ મ્હારા અને મ્હારા સાથીઓ પર જુલ્મની ઝડીઓ વરસાવી આ ધરતી ઉપરથી બહાર કાઢયા વિના રહેશે નહિં એટલે હું અને મ્હારા સાથીઓ તમારી હિફાઝતમાં આવી સકીએ એમ નથી." કયસ બિન સઇદે કહ્યું:

"ત્યારે તો સમાધાનના ચુકતે દ્વાર બંધ થઇ જાય છે અને લડયા વગર આપણો છુટકો નથી." જબલા બોલ્યો:

હું લડાઇ માટે તૈયાર થઇને આવ્યો છું. તમે પણ મયદાનમાં આવી ખાંડાના ખેલ ખેલો."



## [ ૫ ] ખાલિદની માંગણી

**પાં**ચે જણુ અબુ ઉબયદહ પાસે વાપિસ ચાલ્યા આવ્યા. અબૂ ઉબયદહએ યુધ્ધ માટે તૈયાર થવા હુકમ આપ્યો. હુકમ સાંભળી ખાલિદ બિન વલીદે કહ્યું :

"આપણી સાથે યુધ્ધ ખેલવાને અરબ કવમો આવી છે. તેમની સંખ્યા આપણા કરતાં બમણી છે અને તેઓ આપણા જેવાજ સાહસિક, લડાયક જુસ્સાવાળા અને યુદ્ધકુશળ છે, અગર આપણે તમામ લશ્કર યુધ્ધમાં ઉતાર્યું તો હારી જવાનો સંભવ રહે છે. હું એક તજવીઝ આપની સામે પેશ કરૂં છું. આપણું ચુકતે સૈન્ય સફ્ફા બાંધી અને સુસજ્જ થઇ અહિંઆ ઉભું રહે અને આપણામાંથી થોડાક માણસો યુધ્ધમાં ઉતરી દુશ્મનોના કાળજાં કંપાવી નાંખે." અબૂ સુફયાને કહ્યું :

"હે અબા સુલયમાન! જેને તમે ચાહો યુદ્ધમાં ઉતારો અને લડાઇ શુરૂઅ કરી દો." ખાલિદ બિન વલીદે કહ્યું :

'આપણો એક માણુસ તેમના એક માણુસ સાથે યુધ્ધમાં ઉતરે એમ હું કહેતો નથી; પરંતુ મ્હારી મતલબ તો એ છે કે આપણા થોડાંક માણસો જબલાના સમસ્ત સૈન્ય સાથે બાથ ભીડે." અબૂ સુફયાન એ સાંભળી બોલ્યા :

"હું તમારી મતલબ સમજી સકયો નથી, ઝરા ખુલાસા સાથે વાત કરો." ખાલિદે કહ્યું :

"દુશ્મનોનું સૈન્ય સાઠ હઝારનું છે. હું એ તજવીઝ પેશ કરૂં છું કે આપણા ત્રીસ માણસો યુધ્ધમાં ઉતરી જબલા સાથે બાથ ભીડે. અર્થાત આપણો એક માણસ બે હઝાર સાથે મુકાબિલો કરે."

આ સાંભળી બધાની અજાયબીનો પાર રહયો નહિં. તેઓ સમજ્યા કે ખાલિદ મઝાક ઉડાવી રહયા છે. અબૂઉબયદહએ આશ્ચર્યચકિત થઇ પુછ્યું :

"હે અબા સુલયમાન! તમે મઝાક તો નથી ઉડાવી રહયાને?" ખાલિદે ઉત્તરમાં કહ્યું :

"દુશ્મનો આપણા લોહીના તરસ્યા થઇ રણ આંગણે ઉભા હોય અને હું મઝાક ઉડાવું? હું જે કાંઇ કહી રહયો છું તે ખરેખરૂં કહી રહયો છું." અબુસુફયાન બોલ્યા:

"હે અબા સુલયમાન! તમે તો ગઝબ કરી રહયા છો! એક માણસ બે હઝાર સામે લડે અને તેય બે હઝાર અરબ નસલના જવાન? આપણા ત્રીસ માણસોને મારી નંખાવવા ઇચ્છો છો? ત્રીસે ત્રીસના મૃત્યુ વિષે મ્હને તો ઝરાય શંકા નથી." ખાલિદ બિન વલીદે કહ્યું :

"હું જે કાંઈ બોલી રહયો છું તે મુસલમાનોના ભલાં માટે સમજી વિચારીનેજ બોલી રહયો છું. જે ત્રીસ માણસને હું વીણી કાઢીશ તે એવા હશે કે દુશ્મનોની ફવજમાં કયામત બર્પા કરી દેશે. શી પર્વા છે અગર અમે બધાજ રણભૂમિમાં શહીદ થઇ જઇએ? અમે દુશ્મનોનો કચ્ચરઘાણ વાળ્યા વિના થોડાજ મરવાના છીએ? અગર આપણે જબલાના સૈન્યને અસ્ત વ્યસ્ત કરી નાખ્યું તો પછી રૂમીઓ પર વિજય પ્રાપ્ત કરવો એ કોઇ મોટી વાત નથી. જબલાના

સૈન્યની ખાનાખરાબી દેખી તેમના કલેજાં હાલી જશે. તેમના દિલોમાં બીક પેસી જશે કે આપણા ત્રીસ માણસો આવું પાણી દેખાડી સકે છે તો આપણું સમસ્ત સૈન્ય શું નહિં કરી સકે? આપણા પચ્ચીસ ત્રીસ હઝાર માણસો તેમના પાંચ છ લાખના સૈન્ય માટે પુરતા બલ્કે વધારે છે."

અબૂ ઉબયદહ અને અબૂ સુફયાન, ખાલિદ બિન વલીદની તકરીર સાંભળી દિંગ થઇ ગયા. અબૂસુફયાન બોલ્યા:

"હે અબા સુલયમાન! હું તમારી તજવીઝને મઝાક સમજી મુસલમાનો માટે તે હડહડતા ઝેર સમાન લેખતો હતો; પરંતુ તમે ચોખવટ કરી મ્હારી આંખો ઉઘાડી દીધી છે. હું તમારી કાર્યદક્ષતા આગળ મ્હારી ગરદન જુકાવું છું. ખરેખર તમે સુંદર તજવીઝ પેશ કરી છે અને તમારા સિવાય એવી તજવીઝ બીજો કોઇ પેશ કરી સકે એમ નથી. આ અગાઉની લડાઇઓમાં પણ તમારી દૂરંદેશી, સમયસૂચકતા અને યુદ્ધ કૌશલ્યનો અમારે નિ:સંકોચ સ્વીકાર કરવો પડયો છે. તમે હાલ જે તજવીઝ પેશ કરી છે તે તો સૌથી ચઢી જાય એવી છે પણ હું એમાં એક સુધારો સુચવું છું. તમો ત્રાસના બદલે સાઠ માણસોને પસંદ કરો. આપણો એક માણસ દુશ્મનના એક હઝાર સામે લડે એમ હું ઇચ્છું છું."

અબૂઉબયદહ પણ અબુસુફયાન સાથે સંમત થયા. તેમણે કહ્યું:

"હે અબા સુલયમાન! હું અબૂસુફયાનના મત સાથે મળતો થાઉં છું. તમે ત્રીસના બદલે સાઠને મયદાનમાં દુશ્મનોના મુકાબિલામા લઈ જાઓ." ખાલિદ બિન વલીદે કહયું:

"વારૂં, હું તમારા હુકમને માથે ચઢાવું છું. હું ત્રીસના બદલે સાઠ જણને મુકાબિલા માટે લઇ જઇશ. હું નામ બોલતો જાઉં અને તમે લખતા જઓ."

અને હઝરત ખાલિદ બિન વલીદે નીચેના મશ્હૂર શહસવારોને વીણી કાઢ્યા.

ઝુબયર બિન અવ્વામ, અબ્દુર્રહમાન બિન અબીબક્ર, અબ્દુલ્લાહ બિન ઉમર, ફ્ઝલ બિન અબ્બાસ, સુહયલ બિન અમરૂ, હબીઆ બિન આમિર, ઝરાર બિન અઝવર, રાફિઅ બિન ઉમયરહ, અદી બિન હાતિમતાઇ, કયસ બિન સઇદ, કઅબ બિન માલિક, ઉબાદહ બિન સાબત, જાબિર બિન અબ્દુલ્લાહ, અબૂ અય્યુબ અન્સારી, શર્હબીલ બિન હસ્ના, સફ્વાન બિન ઉમય્યા, યઝીદ બિન ખત્તાબ, યઝીદ બિન અબી સુફ્યાન, રાફિઅ બિન સુહયલ, આસિમ બિન ઉમર, વગયરહ.

એ સાઠ માણસોમાં અન્સારોની સંખ્યા વિશેષ હતી. તેમને સઘળાને તેડવામાં આવ્યા. ખાલિદ બિન વલીદે તેમની સામે નાનકડું ભાષણ આપ્યું:

જબલાના સૈન્ય સામે આપણે સાઠ જણેજ ઝઝૂમવાનું છે. આપણામાંના પ્રત્યેક જને એક હઝાર સાથે બાથ ભીડવાની છે. અગર તમારામાંથી જેમને પોતાનો જીવ વ્હાલો હોય તે મ્હારી સંગાથે ન આવે."

બધા એક સાથે પુકારી ઉઠયા:

"અમે સહર્ષ રણ આંગણે સિધાવી અલ્લાહની રાહમાં જાન કુર્બાન કરવાને તૈયાર છીએ." ખાલિદ બિન બલીદે કહ્યું:

"ભાઇઓ! કોઇની મદદ કે સહાયની આશા વગર, શત્રુઓનો સામનો તમે અડગતા અને દૃઢતાપૂર્વક કરજો. મયદાનમાંથી હરગિઝ પીઠ ફેરવશો નહિં. આપણે કવસરની હવઝ પર ખુદાના રસૂલ (સ.)ની હુઝૂરીમાં પાછા મળીશું એ વાતનો કોલ લઇ લો. હવે જાઓ; અને જેને મળવું હોય તેને મળી લો. ઘોડો તે લેજો જેના ઉપર તમને સંપૂર્ણ વિશ્વાસ હોય, તલ્વાર તે લેજો જે બખ્તરને કાપી સકતી હોય, નેઝો તે લેજો જે બખ્તર છેદી દુશ્મનના જિગરમાં પયવસ્ત થઇ જાય; ટુંકમાં સારી પેઠે સશસ્ત્ર થઇ આવજો."

બધા પોતપોતાના તંબુમાં ચાલ્યા ગયા. ઝરાર બિન અઝવરે સશસ્ત્ર થઇ પોતાના બ્હેન ખવલા પાસે આવી વિદાય માંગી. ખવલાએ કહ્યું:

"ભાઇ! તમે તો એવી રીતે રૂખ્સત થઇ રહયા છો જાણે ફરી કદી મળવાનાજ ન હોઇએ." ઝરારે કહ્યું:

"અમે સાડ સાઠ હઝાર સામે બાથ ભીડવાને જઇ રહયા છીએ. અગર જીવતા રહયા તો મળીશું; નહિંતર મ્હારા હકમાં મગફિરતની દુઆ પળહી લેજો." ખવલાએ કહ્યું:

"ભાઇ! અલ્લાહે તમારા કાંડામાં અપ્રતિમ બળનું સીંચન કર્યું છે. તમે દુશ્મનોનો કચ્ચર ઘાણ વાળશો એ વાતનો મ્હને યકીન છે. અગર તમે શહીદ થયા તો હું દુશ્મનોથી તમારા ખૂનનો બદલો લીધા વિના હરગિઝ જંપવાની નથી. હું અવસ્ય તમને હવઝે કવસર પર આવી ભેટીશ."

ઝુબયર બિન અવ્વામ—જેઓ આં હઝરત (સ.)ના ફોઇના દિકરા હતા—પોતાના પત્ની અસ્મા બિન્તે અબીબક્રથી વિદાય થયા. અસ્માએ પોતાના ભાઈ અબ્દુર્રહમાનને કહયું :

"વ્હાલા ભાઈ! રસૂલે ખુદા (સ.)ના ફોઈભાઇથી તમે હરગિઝ વિખૂટા રેહશો નહિ. જ્યાં તેઓ હુમલો કરે ત્યાં તમે પણ કરજો. લડાઇમાં હરગિઝ ઢીલ કરશો નહિં. અપ્રતિમ શૌર્ય દાખવી મર્હુમ પિતાની રૂહને ખુશ કરજો."

આમ, બીજા પહેલવાનો પોતપોતાના સંબંધીઓને મળી, ખાલિદ બિન વલીદ કને—જેઓ પોતાના પત્નીને મળી સૌથી પહેલાં નક્કી કરેલા સ્થળે આવી ઉભા હતા—આવ્યા. અને હઝરત ખાલિદ બિન વલીદ સાઠ જવાનોને લઇ મયદાનમાં શત્રુઓના સૈન્ય સામે જઇ ઉભા.



## [ ૬ ] એક હઝાર સામે એક

જ્યારે જબલાએ સાઠ મુસલમાન સ્વારોને રણઆંગણે ઉભેલા દીઠા ત્યારે તે એમ સમજ્યો કે, અરબ દૂતો પુનઃ સુલ્હની દરખાસ્ત લઇને આવ્યા છે. પરંતુ જ્યારે તેઓ મયદાનમાં મુનાસિબ સ્થળે ગોઠવાઇ ગયા; અને તેમનામાંથી કોઇ આગળ વધ્યું નહિં ત્યારે તે પોતે સામો આવ્યો, અને કહ્યું :

"ભાઇઓ! તમારા સરદાર તરફથી તમે શો સંદેશો લાવ્યા છો ?" ખાલિદ બિન વલીદે કહ્યું :

"અમે ન તો કોઇ સંદેશો લાવ્યા છીએ ન તો અમે દૂત બનીને આવ્યા છીએ. અમે તો તમારા સૈન્ય સાથે જંગ ખેલવાને આવ્યા છીએ." જબલા બોલ્યો:

"તમો સાઠ જણ મ્હારા સાઠ હઝારના સૈન્ય સામે લડવા આવ્યા છો ? મ્હારા માન્યામાં એ આવતું નથી. એમાં ઝુરૂર કાંઇ દગોફટકો હોય એમ લાગે છે." ખાલિદે કહ્યું:

"દગાફટકાને અમારા મઝહબે હરામ ઠેરવ્યો છે. અમે તો ખુલ્લા મયદાનમાં લડવાનું જાણીએ છીએ. મારવું યા મરવું એ અમારો નિશ્ચય છે." જબલા એ સાંભળી બોલ્યો :

હું તમને આવા બેવકૂફ ધારતો ન હતો. તમે લડવાજ આવ્યા છો તો સાચેજ તમને તમારા નફસેને ફરેબ આપ્યો છે. અભિમાન અને ઘમંડનું ભૂત તમારા માથે સ્વાર થયું હોય એમ

લાગે છે. તમો યકીનન મવતનો ગ્રાસ બન્યા વિના રહેવાના નથી. તમો સાઠ જણુ અમારૂં શું બગાડી સકવાના છો?" ખાલીદે કહ્યું:

"તમો વારંવાર તમારા સખ્યાબળથી અમને ડરાવી અને ધમકાવી રહયા છો. અમે તમારા સંખ્યાબળને કેવી નઝરથી જોઇએ છીએ એજ સાબિત કરવાને તો અમે આટલી નજીવી સંખ્યામાં આવ્યા છીએ. વાસ્તવમાં સંખ્યાબળ કોનું વધારે છે એ અમે દર્શાવવા માંગીએ છીએ" જબલા એ સાંભળી બોલ્યો:

"તમો ભલે ગમે તેવા દિલેર અને ભડવીર હો પરંતુ એક માણુસ એક હઝારનો મુકાબિલો શી રીતે કરી સકશે? અમારી રગોમાં પણુ અરબી ખૂન દોડે છે. અમો ઘેટાં બકરાં થોડાજ છીએ? તમારી આ મૂર્ખાઈ પર ખરેખર મ્હને હસવું આવે છે." ખાલિદ બોલ્યા :

એ તો અનુભવે સિદ્ધ થશે. નકામી માથાઝીક કરવાથી કાંઇ સાર નીકળવાનો નથી." જબ્લા બોલ્યો :

"ઠીક ત્યારે તમારા માથે મવત ભમી રહ્યું છે એટલે વધુ બકવાસ કરવી ફોગટ છે. તમારા એક માણુસ સામે મ્હારો એક માણુસ મોકલીશ એવી તમે હરગિઝ આશા રાખતા નહિ. હું એમ કરી મ્હારો સમય બગાડવા માંગતો નથી." ખાલિદે એ સાંભળી કહ્યું :

"અમે કયારે એવી માંગણી કરી છે? બેધડક તમારા સમસ્ત સૈન્યને એક સામટો હલ્લો કરવાનો હુકમ આપો."

જબલા ચાલ્યો ગયો અને આગલી હારને આગળ ધપવાનો હુકમ કર્યો. જબલાના હુકમથી તેના લશ્કરે મુસલમાન પહેલવાનો પર હુમલો કર્યો.

લડાઈ શરૂ થઇ. બાહાન અને તેના હાથ તળેના સરદારો બુલંદ સ્થળોએ બેસી જંગનું અવલોકન કરી રહ્યા હતા. સાઠ મુસલમાનો સાઠ હઝારના ઝબરદસ્ત સૈન્ય સામે બાથ ભીડી રહયા છે એમ જ્યારે તેમણે જોયું ત્યારે તેમની અજાયબીનો પાર રહ્યો નહિં. જબલાના લશ્કર પર તેમને ઘણો નાઝ હતો. તેઓ સમજતા હતા કે અરબ કવમો મુસલમાનો પર વિજય પ્રાપ્ત કરી સકશે. પરંતુ મુસલમાનોએ તો તેમને મુદ્દલ ગણકાર્યા નહિં. તેમના સંખ્યાબળની સ્હેજે પર્વા કર્યા વિના એક હઝારના મુકાબિલામાં એક આવી ઉભો. લડાઇનો જો આવોજ રંગ રહયો તો અમારૂં શું? તેઓ આજ વિચારોમાં લીન હતા એટલામાં ખાલિદ અને તેમના સાથીઓએ દુશ્મનોને નેઝા પર લઈ લીધા. યુધ્ધનો આરંભ થયો. આવા ગંજાવર સૈન્ય સામે સાઠ માણસોની શી વિસાત? જબલાના લશ્કરે મુસલમાનોને ચોમેરથી ઘેરી લીધા. રૂમી અને ઇસ્લામી લશ્કરની નઝરમાંથી મુસ્લિમ પહેલવાનો અદૃશ્ય બની ગયા. દોસ્ત દુશ્મન ઉભયને એમજ લાગ્યું કે સાઠે જણુ મૃત્યુનો ગ્રાસ બની ગયા. ઇસ્લામી સૈન્યમાં સન્નાટો વ્યાપી ગયો. તેઓ આપસમાં કહેવા લાગ્યા :

"અફસોસ! ખાલિદ બિન વલીદે નકામા આપણા સાઠ જવાનોને મારી નંખાવ્યા."

ત્યાં રૂમીઓના આનંદનો પાર ન હતો. તેઓ સાઠ મુસલમાનોને મરી પરવારેલા માની બગલો કુટતા હતા, પરંતુ આ શું? અચાનક મયદાને જંગમાં એટલા તો ઝોરથી અલ્લાહુ અકબરનો ધ્વનિ બુલંદ થયો કે આસપાસની ગિરિમાળાઓ ગુંજી ઉઠી. ખાલિદ બિન વલીદે

દુશ્મનોનો હલ્લો થંભાવી, એકદમ તકબીરનો ના'રો બુલંદ કરી એવા તો બળ અને ફુર્તિપુર્વક તલ્વાર ચલાવી કે સેંકડો દુશ્મનો મૃત્યુને ઘાટ ઉતરી ગયા. ભયંકર કાપાકાપી ચાલવા લાગી. મુસલમાનોની પાણીદાર તલ્વારોએ જોતજોતામાં દુશ્મનોને પાછા હડસેલી મુકયા અને તેઓ પુનઃ મયદાનમાં અણનમ રીતે ઉભા. મુસલમાનો પોતાના જવાનોને સલામત નિહાળી અત્યંત ખુશ થયા. જબલા અને રૂમી સરદારોના મોઢાં જોવા જેવાં થઇ ગયાં. જબલાએ પુનઃ લશ્કરને ઉશ્કેરી હલ્લો કરવાનો હુકમ આપ્યો. બીજો હલ્લો પહેલાં કરતાં પણ વધુ સખ્ત હતો. પરંતુ બીજા હુમલાનેય મુસલમાનોએ મારી હઠાવ્યો. અંતે લાચાર થઇ જબલાએ સમસ્ત સૈન્યને આગળ વધવાનો હુકમ આપ્યો અને જે માણસ ઢળી પડે તેની જગ્યા બીજા પુરે, કોઇ પાછળ ડગ ભરવાનું નામ ન લે એવી સખ્ત તાકીદ કરી. જબલાના સૈન્યે ફરી આક્રમણ કર્યું. હમણા લગી મુસલમાનો એકત્ર થઇ લડી રહયા હતા પરંતુ દુશ્મનોએ સખ્ત હુમલો કરી તેમને વિખેરી નાખ્યા. મુસલમાનોની અનેક ટુકડીઓ બની ગઇ, ખાલિદ બિન વલીદ, ઝુબયર બિન અવ્વામ, અબ્દુર્રહમાન બિન અબીબક્ર, ફઝલ બિન અબ્બાસ, ઝરાર બિન અઝવર અને અબ્દુલ્લાહ બિન ઉમર એ છ સિહો એક ટુકડીમાં હતા. એવીજ ન્હાની ન્હાની બીજી ટુકડીઓ બની ગઇ હતી. મુસ્લિમ પહેલવાનો ચોમેર કત્લે આમ ચલાવી રહયા હતા. દુશ્મનોની સંખ્યા વિશેષ હતી એટલે એક ઢળતો તેની જગ્યા બીજો પુરતો. ખાલિદ બિન વલીદની ટુકડીએ તો ભયંકર કત્લ ચલાવી કાળો કે'ર વર્તાવી મુકયો. દુશ્મનોએ પુનઃ આક્રમણ કરી એ ટુકડીઓનેય વેરવિખેર કરી નાખી. મુસલમાનો

બબ્બે ત્રણ ત્રણની ટુકડીઓમાં વ્હેંચાઇ ગયા. ખાલિદ બિન વલીદ અને અબ્દુર્રહમાન બિન અબીબક્રના ઘોડા ઝખ્મી થઇ ગયા. તેઓ અશ્વો પરથી ઉતરી પડી પગપાળા લડવા લાગ્યા. શત્રુ સેના આ તકને ગનીમત જાણી તેમના ઉપર તુટી પડી. અચાનક ફઝલ બિન અબ્બાસ અને ઝુબયર બિન અવ્વામ —જેઓ તેમનાથી ઘડીક વાર માટે વિખુટા પડી ગયા હતા— દુશ્મનોના ઘેરામાંથી નીકળી તેમની નજીક જઇ પહોંચ્યા. ફઝલ બિન અબ્બાસે દુશ્મનોને પડકારી એક પછી એક વીસ હુમલા કરી શત્રુઓના વીસ માણસને પળવિપળમાં કત્લ કરી નાંખી મયદાન સાફ કરી દીધું. ખાલિદ બિન વલીદ અને અબ્દુર્રહમાન, માર્યા ગયેલા દુશ્મન સૈનિકોના બે ઘોડા પકડી તેમના પર ચઢી બેઠા અને પુનઃ અત્યંત બેજિગરીપુર્વક લડવા લાગ્યા. દુશ્મનોએ ફરી એક સામટો ધસારો કરી તેમને વિખેરી નાંખ્યા. પરંતુ ઇસ્લામના સિંહો તકબીર--ગર્જના કરતા શત્રુ સેનામાં ચોમેર ઘુમી કચ્ચરઘાણ વાળી રહ્યા હતા. લાશોના ઢગના ઢગ ખડકાતા જતા હતા. મુસલમાનો યંત્રવત વાર પર વાર કર્યે જતા હતા અને દુશ્મનોના મસ્તકો ધડ પરથી વિખૂટાં પડતાં જતાં હતાં. જગતના ઇતિહાસમાં અજોડ એવો આ માનવ સંહાર મંડાયો હતો. જબલાના સેંકડો સૈનિકો મૃત્યુને ઘાટ ઉતરી ચુકયા હતા. મુસલમાનો તલ્વાર ચલાવતા ચલાવતા થાકીને લોથપોથ થઇ ગયા હતા. છતાં તેઓ સ્હેજે અટકયા વિના લડયે જતા હતા. તરસના કારણે તેમના બુરા હાલ હતા; પરંતુ કવસરની હવઝનું દ્રશ્ય તેમના જિગરને શાન્તવન આપતું હતું.

ઘમસાણનું યુદ્ધ ચાલતું હતું. સંજોગો અત્યંત નાઝુક અને કપરા હતા; છતાં શહાદતની ધૂન દિમાગમાં સમાયલી હતી; અને રસૂલે ખુદા (સ.)ની હુઝુરીની આતૂરતા દિલને રાહત બખ્શતી હતી. દોસ્ત અને દુશ્મન ઉભય આ રોમાંચક, અદભુત, અને જીવલેણ સાહસ કર્મ નિહાળી અજાયબીમાં ગરકાવ થઇ ગયા. આવી ધીરજ, વીરતા અને શૌર્યના તેમને જીવનમાં પહેલીજવાર દર્શન થયા હતા. સાઠ હઝાર સામે સાઠ માણસોને અવર્ણનીય વીરતાપૂર્વક ઝઝુમતા તેઓ ફાટે ડોળે નિહાળી રહયા હતા.

• સૂર્યાસ્ત થવાને ઝાઝીવાર ન હતી. લડાઇ ઝોર પર ચાલી રહી હતી. સાંજ પડી, અંધકાર ધીમે ધીમે પથરાવા લાગ્યો; પરંતુ મયદાને જંગમાં બરાબર એકધારી તલ્વાર વરસી રહી હતી. અંધકારમાં દુશ્મનોની તલ્વારો પોતાનાજ માણસો પર ચાલવા લાગી. એ નિહાળી જબલાએ પીછેહઠનું બ્યુગલ ફુંકયું. તેના સંગાથીઓ આખા દિવસના યુધ્ધથી કયારના ધરાઇ ચુકયા હતા. વાપિસીનો હુકમ મળતાંજ તેઓ જીવ લઇ નાઠા અને મયદાન મુસલમાનોને હાથ રહયું.

જ્યારે ઇસ્લામી પહેલવાનો ખાલિદ બિન વલીદની આસપાસ ટોળે વળ્યા ત્યારે તેમની સંખ્યા—ખાલિદ સહિત—વીસની હતી. એ નિહાળી ખાલિદનો બધો આનંદ ઓસરી ગયો. તેમને ઘણીજ ગ્લાની ઉત્પન્ન થઇ. તેઓ પડી ગયલા ચ્હેરે અબુ ઉબયદહ પાસે આવ્યા અને બોલ્યા :

"હે ઉમ્મતના અમીન ! મ્હારી મનોકામના તો પુર્ણ થઇ ગઇ; પરંતુ અમારામાંથી ચાલીસ જણુ ગુમ થઇ ગયા છે. તેમનામાં ફ્ઝલ બિન અબ્બાસ, ઝુબયર બિન અવ્વામ, અબ્દુર્રહમાન બિન અબીબક્ર, ઝરાર બિન અઝવર, રાફિઅ બિન ઉમયરહ, યઝીદ બિન અબી સુફ્યાન, રબીઆ બિન આમિર પણ છે."

એ સાંભળી અબૂ ઉબયદહ પણ ઘણા ખિન્ન થયા. અબુ સુફ્યાન બોલ્યા :

"આપણા વીરો શત્રુઓનો પીછો પકડી તેમની પાછળ ગયા હોય તેની શી ખબર ? ચાલો, મયદાને જંગમાં જઇ મરેલાઓની ગણત્રી કરી પત્તો મેળવીએ."



## ૭ ] સાથીઓની શોધમાં

**અ**બૂ ઉબયદહ બિન જર્રાહ, અબુ સુફયાન, ખાલિદ બિન વલીદ અને તેમના સંગાથીઓ, મશઅલો લઇ રણભૂમિમાં તલાશ અર્થે નીકળ્યા. ખાલિદ બિન વલીદ અને તેમના સાથીઓ આખા દિવસના યુધ્ધથી થાકીને લોથપોથ થઇ ગયા હતા; છતાં પોતાના ગુમ થયલા સાથીઓની શોધમાં તેઓ આરામ અને આસાઇશને તિલાંજલી આપી નીકળ્યા. રણક્ષેત્રમાં લાશોના ઢગના ઢગ ખડકાયલા હતા. સઘળી લાશો જબલાના સિપાહીઓની હતી. અબુ ઉબયદહએ પોતાના સાથીઓને ચાર ભાગમાં વ્હેંચી નાખતાં કહ્યું :

"દુશ્મનોની લાશોને ગણતા જાઓ. આપણા સાથીઓમાંથી કોઇની લાશ હાથ લાગે તો તેમને નોખી તારવી લો."

થોડા સમય પછી બધા પુનઃ ભેગા થયા ત્યારે જણાયું તો ખાલિદના સાથીઓમાંથી કેવળ દસ જવાનો શહીદ થયા હતા અને જબલાના સંગાથીઓ અર્થાત બની ગસ્સાન કબીલાના પાંચ હઝાર સૈનિકો કામ આવ્યા હતા. અબુ સુફયાન કહેવા લાગ્યા :

"આપણા ભાઇઓએ અવશ્ય દુશ્મનોનો પીછો પકડયો હોય એમ લાગે છે." ખાલિદે કહ્યું :

"નહિંતર દુશ્મનોને હાથ કયદ પકડાયા હશે." અબુ ઉબયદહ બોલ્યા :

અલ્લાહનો શુક્ર છે કે રસૂલે ખુદા (સ.)ના અસ્હાબો હજી હયાત છે, અગર તેઓ ગિરફ્તાર થઇ ગયા હોય તો આપણે તેમને છોડાવવાની કોઇ તદબીર વિચારવી જોઇએ."

બધા આનંદિત થઈ ખાલિદ અને તેમના સાથીઓના વખાણ કરવા લાગ્યા. અબુ ઉબયદહ બોલ્યા :

"હે અબા સુલયમાન ! તમે તો ગઝબ કરી નાખ્યો." ખાલિદ બોલ્યા :

"મ્હારા સાથીઓએ અપ્રતિમ શૌર્ય દાખવ્યું છે જેની મિસાલ કોઈ પેશ કરી સકે એમ નથી." અબુ સુફયાન કહેવા લાગ્યા:

"નિઃસંદેહ, આજની ઘટના ઇસ્લામના ઇતિહાસમાં હમેશા યાદગાર રહેશે, ભાવિ પ્રજા એ ઘટના વાંચી અજાયબીમાં ગરકાવ બની જશે અને પોતાના વડવાઓના આ અજોડ અને અદ્‌ભુત કાર્ય પર ગર્વ કર્યા વિના રહેશે નહિ. સમસ્ત જગતમાં આ ઘટનાની ધુમ મચી જશે અને ગયર કવમોના દિલો પર આપણી હયબત પથરાઇ જશે." અબુ ઉબયદહએ કહયું :

"આપણા માણસો દુશ્મનોની પાછળ ગયા છે યા તેઓ પકડાઈ ગયા છે એ શી રીતે જાણી સકાશે ? જ્યાં સુધી તેમના વિષે કોઇ માહિતી ન મળશે ત્યાં સુધી મ્હને નિરાંત વળશે નહિ." ખાલિદ એ સાંભળી કહેવા લાગ્યા :

"આના માટે હું જ જવાબદાર છું એટલે હું જ એ વિષે માહિતી મેળવવા જાઉં છું."

અબુ ઉબયદહ, અબુ સુફયાન અને બીજા સાથીઓ છાવણી તરફ ગયા અને જગતના મહાન અને અજોડ લડવૈયા ખાલિદ

દુશ્મનોની છાવણી તરફ રવાના થયા. તેઓ થોડેજ દુર ગયા હશે ત્યાં સામેથી કેટલાક સ્વારો આવતા હોય એમ તેમને લાગ્યું. ખાલિદ ત્યાંજ થંભી ગયા. સ્વારો જોતજોતામાં ત્યાં આવી પહોંચ્યા. ફઝલ બિન અબ્બાસ, ઝુબયર બિન અવ્વામ અને અબ્દુર્રહમાન બિન અબીબક્ર મોખરે હતા. તેમને નિહાળી ખાલિદને ખુબ આનંદ થયો. તેમણે પુછ્યું :

"તમે અત્યાર લગી કયાં હતા? તમારા માટે અમે ભારે ચિંતામાં પડી ગયા હતા." તેમણે કહયું :

"અમે નાસતા દુશ્મનોનો પીછો પકડી, તેમને કત્લ કરતા ઘણે દૂર સુધી નીકળી ગયા હતા. તેમણે છાવણીનો આશરો લીધો ત્યારેજ અમે પાછા ફર્યા. નિઃસંદેહ, દુસ્મનોને ભારે શિકસ્ત મળી, તેઓ એવી રીતે ન્હાસી રહયા હતા જાણે તેમના માથે ભૂત કેમ સ્વાર થયું ન હોય."

ખાલિદે ગણત્રી કરી તો બધા મળીને પચ્ચીસ જણ હતા. ખાલિદ બોલ્યા :

"આપણા પાંચ સાથીઓ ગિરફતાર થઇ ગયા છે. મયદાનમાં કેવળ દસ લાશો હાથ લાગી છે. એ હિસાબે સાઠમાંથી પંદર માણસો ઓછા થયા છે. રાફિઅ બિન ઉમયરહ, ઝરાર બિન અઝવર, રબીઆ બિન આમિર, આસિમ બિન ઉમર અને યઝીદ બિન અબી સુફયાન એ પાંચ જવાનો કયદ પકડાયા છે."

મુકામ પર પહોંચી ખાલિદ બિન વલીદે અબુ ઉબયદહને કહ્યું :

પિસ્તાલીસ માણસો મવજુદ છે, પાંચ દુશ્મનોના હાથે કયદ થયા છે અને દસ જણે શહાદતનો જામ નોશ કર્યો છે. મયદાને

જંગમાં મ્હને શહાદતનો રૂત્બો હાસિલ થાય એ માટે મ્હેં ઘણી કોશિશ કરી પરંતુ મ્હારી આશા પૂર્ણ થઇ નહિં. આપણા દસ સાથીઓ કવસરના કિનારે રસૂલે ખુદા (સ.)ની હુઝુરીનો શર્ફ હાસિલ કરી રહયા છે. ખયર, મ્હને એ ગૌરવ પ્રાપ્ત ન થયું. આપ નચિંત રહેશો, ઇજાઝત હોય તો અમે હવે અમારા મુકામે જઇ આરામ કરીએ. ખુદાની કૃપા હશે તો હું મ્હારા સાથીઓને દુસ્મનોના પંજામાંથી છોડાવવા અવસ્ય ફળીભુત થઇ સકીશ."

પરાજિત થઇ જબલા પોતાની છાવણીમાં પહોંચ્યો. બાહાને તેને તેડવી કહ્યું :

"લડાઇના હાલથી મ્હને વાકિફ્ કરો." જબલાએ કહેવા માંડયું:

"હે સરદાર! અમારા સામના માટે સાઠ મુસલમાન જવાનો મયદાનમાં આવ્યા. એ સાઠ સમસ્ત ઇસ્લામી સૈન્યના ચુનંદા અને મસ્હૂર પહેલવાનો હતા. અમે અત્યંત બહાદુરીપુર્વક તેમનો જીવતોડ મુકાબિલો કર્યો, અગર એ સાઠને કત્લ કરવામાં અમે કામ્યાબ થયા હતે તો પછી ઇસ્લામી સૈન્યમાં આપણો સામનો કરી શકે એવા ઘણાંજ થોડા લડવૈયા બાકી રહયા હતે. તેઓમાંના થોડા ઘણા બચી ગયા હોય એમ લાગે છે અગર અંધારૂં થઇ ગયું ન હતે અને આપસમાં કપાઇ મરવાનો ભય ઉભો થયો ન હોત તો અમો એકને પણ જીવતો જવા દેત નહિં. આ પાંચ માણસો—જેમને અમો મહામુશ્કિલીએ ગિરફતાર કરી સકયા છીએ—ઇસ્લામી સૈન્યના ચુનંદા અને કાબિલ લડવૈયાઓ છે. એમના ઘોડા ઝખ્મી થઇ ગયા, તલ્વારો ટુટી ગઇ, નેઝહના ટુકડા થઇ ગયા ત્યારે કયાંક એમને ગિરફતાર કરી શકાયા. બની ગસ્સાને અત્યંત જવાંમર્દીપૂર્વક દુસ્મનોને

વિખેરી નાંખ્યા, અગર અમે તેમને વેરવિખેર કરવામાં નિષ્ફળ જતે હોત તો તેમના ઉપર કાબુ મેળવવો મુશ્કિલ હતો."

જબલા ! તમારી બની ગસ્સાન કવમ લડાયક અને બહાદુર છે, હરકલને તમો ઉપર દ્દઢ વિશ્વાસ હતો, એથીજ તમને મોખરેના લશ્કરના ઉપરી બનાવવામાં આવ્યા હતા. લોઢું લોઢાને કાપશે એવી અમને તો આશા હતી; પરંતુ આજ સાઠ મુસલમાનોએ તમારા સાઠ હઝારના સૈન્યને શિકસ્ત આપી હઝારોને મૃત્યુને ઘાટ ઉતારી દીધા. આ શું કહેવાય ? મ્હારી તો બુધ્ધિ બ્હેર મારી ગઇ છે. જે માણુસને હું દૂત તરીકે મોકલું છું તે નિષ્ફળ થઇ પાછો ફરે છે, જેને લડવા મોકલું છું, પરાજિત થઇ વાપિસ આવે છે. આખા દિવસ દરમિયાન બની ગસ્સાનથી સાઠ માણુસો પણ કત્લ કરીન સકાયા એ તેમના માટે શોભરેલું તો નજ કહેવાય. તમે કાંઇજ ઉકાળ્યું નહિં. "જબલા એ સાંભળી કંઇક છોભીલો પડી કહેવા લાગ્યો:

એ સાઠ સિંહોનો સામનો કરવો એ બની ગસ્સાનનુજ કામ હતું, અગર તેમના બદલે તમારી સમસ્ત સેના તેમના સામના માટે ગઇ હોત તો તે લોકો અડધા દિવસમાંજ તેમને ભગાડી અમારા કરતાં બમણા માણુસોને આસાનીથી કત્લ કરી સકયા હોત." બાહાન એ સાંભળી સરોષ અવાઝે બોલ્યો :

"વારૂ, હું મ્હારી અર્મેનિયન કવમને લઇ મયદાનમાં ઉતરીશ. આર્મેનિયન તીરંદાઝો સામે કોણુ ઉભી સકે છે તે આપણે જોઇશું. અરબોના શૌર્યનું ત્યારેજ માપ કાઢી સકાશે."



## ૭ ] અબુ ઉબયદહનો પત્ર

મુસલમાનો પોતપોતાના તંબૂઓમાં નિરાંતે ઉંઘતા હતા. એજ સમયે ઉમ્મતના અમીન અબુ ઉબયદહએ એક ઝડપી સ્વાર દ્વારા અમીરૂલ મુઅમિનીન ઉપર સંદેશો પાઠવ્યો, જેમાં લખવામાં આવ્યું હતું કે હરકલે દરેકે દરેક પ્રાંતોમાંથી સહાય મેળવી પાંચ લાખની સેનાને અમારા મુકાબિલા માટે યરમૂકના મયદાનમાં મોકલી છે. એમાં સાઠ હઝાર બની ગસ્સાન છે. જેનો સરદાર જબલા બિન અસહમ છે. આજ જબલાના સાઠ હઝાર જવાનો લડવા માટે મયદાનમાં આવ્યા, આપણામાંથી કેવળ સાઠ માણસો તેમની સાથે બાથ ભીડવાને ગયા. અલ્લાહે તેમને પરાજિત કર્યા, તેમના પાંચ હઝાર મરાયા જ્યારે આપણા દસ માણસો શહીદ થયા અને પાંચ ગિરફતાર થયા છે. અમારા આ સાહસ—જે અમે મશ્વિરો કરી અમલમાં મુકયું હતું—બદલ અમને દરગુઝર કરશો એવી મ્હારી વિનતિ છે. અમારી સંખ્યા અત્યારે ત્રીસથી ચાલીસ હઝારની છે એટલે અમારી કુમકે બીજું લશ્કર તૈયાર કરી મોકલશો."

જ્યારે અબ્દુલ્લાહ એ પત્ર લઇ મદીનહ પહોંચ્યા ત્યારે પ્રથમ રસુલુલ્લાહ (સ.)ના રવઝા મુબારકની ઝિયારત કરી, પછી હઝરત અબુબક્ર સિદ્દીક (રદી.)ની કબ્ર પર જઇ ફાતિહા પઢયા અને ત્યાર બાદ કાગળ લઇ ખલીફા ઉમર (રદી.)ની ખિદમતમાં હાઝિર થયા. હઝરત ઉમર (રદી.)ની પાસે તે સમયે હઝરત અલી, (રદી.) હઝરતે

અબ્બાસ, (રદી.) હઝરત ઉસ્માન (રદી.) હઝરત અબ્દુર્રહમાન બિન અવફ (રદી.) અને હઝરત તલહા (રદી.) બેઠા હતા. હઝરત ઉમરે કાગળ લઈ ગુપચુપ વાંચ્યો. કાગળ વાંચતાંજ તેમનો ચિહરો બદલાઇ ગયો. સાથેજ મોઢામાંથી નીકળ્યું: "ઇન્ના લિલ્લાહે વ ઇન્ના ઇલયહે રાજેઉન." હઝરત અલી બોલ્યા:

યા અમીરૂલ મુઅમિનીન! કાગળમાં શું લખ્યું છે જેના કારણે આપના ચિહરાના ભાવો એકદમ બદલાઇ ગયા?"

હઝરત ઉમરે કાગળ વાંચ્યો. મુસલમાનોની વીરતા, દીલેરી અને અડગતા સાંભળી સૌના દિલ ભરાઇ આવ્યાં. અબ્દુર્રહમાન બિન અવફ જુસ્સાપૂર્વક બોલ્યા:

"યા અમીરૂલ મુઅમિનીન! અમારા ભાઇઓની કુમકે જવાની અમને પરવાનગી આપો. અમારા જવાથી તેમના બળ અને હિંમતમાં વધારો થશે; અને અમે તેમના સુખદુ:ખમાં ભાગ લઇ સકીશું."

હઝરત ઉમરના દિલ પર આ શબ્દોએ ખૂબ અસર કરી તેમણે અબ્દુલ્લાહને પુછ્યું:

"હે ભાઇ! રૂમીઓનો સેનાપતિ કોણ છે?" ઉત્તરમાં અબ્દુલ્લાહ બોલ્યા:

"રૂમી સેનાના પાંચ સરદારો છે. દરેકના હાથ નીચે એક લાખની સેના છે. એકનું નામ કોરીર છે અને તે હરકલનો ભાણેજ થાય છે, બીજો દરીહાન છે, ત્રીજો કનાતીર, ચોથો જર્જીર અને પાંચમો બાહાન—આર્મેનિયાનો સમ્રાટ—છે જે સમસ્ત સૈન્યનો સિપહસાલાર છે. તેનો મોખરેના લશ્કરનો સેનાનિ જબલા બિન અયહમ છે. તેના હાથ તળે સાઠ હઝાર બની ગસ્સાન છે. જેમાંના

પાંચ હઝારને આપણા બહાદુરોએ તલ્વારને ધાટ ઉતારી દીધા." હઝરત ઉમરે ફરમાવ્યું :

"દુશ્મનો અલ્લાહના નૂરને બુજાવવા માંગે છે પરંતુ તેમના ધમપછાડાથી એ નૂર થોડુંજ ઝાંખું થવાનું છે?" પછી હઝરત અલીને સંબોધી આપે પુછ્યું :

"આપનો શો અભિપ્રાય છે?" હઝરત અલી બોલ્યા :

"આપ ઉપર અલ્લાહની રહમત નાઝિલ થાય; મુસલમાનોને ભયંકર યુદ્ધનો સામનો કરવો પડશે. અલ્લાહ તરફથી મુઅમિનોની સચ્ચાઇ અને ઇમાનની આઝમાઇશ થવાની છે. અલ્લાહપાક પોતાના બંદાઓનું કાર્ય જોશે, જે માણસ આ યુધ્ધમાં ધીર ધરશે અને અલ્લાહ પર સંપૂર્ણ ઇમાન અને આસ્થા રાખશે તે મહાન બદલાનો મુસ્તહક થશે અને જે માણસ મોઢું ફેરવશે તે ઝલીલ થશે. આ એક ભયંકર ફિત્નો છે અને એમાં જબ્બર ઘાણ વળી જશે." હઝરત અબ્બાસે પુછ્યું:

"હે મ્હારા ભાઇના પુત્ર! એમાં કોનો ધાણ નીકળશે?" હઝરત અલી બોલ્યા :

"હે ચિચા! જેઓ ઇસ્લામના દુશ્મન છે અને અલ્લાહના નૂરને બુઝાવવા તલપાપડ થઇ રહયા છે તેમનો ધાણ નીકળી જશે. ઇસ્લામને અલ્લાહ ગાલિબ કરશે અને જગત સામે એ ઘટના એક ચમત્કાર તરીકે લેખાશે. યા અમીરુલ મુઅમિનીન! અબુ ઉબયદહ ઉપર લખો કે અંજામ મુસલમાનોના ભલાંનો આવશે. ધીરજ અને અડગતાપુર્વક દુશ્મનોનો મુકાબિલો કરતા રહો અને અલ્લાહ ઉપર સંપુર્ણ ઇમાન અને શ્રધ્ધા રાખો. અલ્લાહ અવશ્ય ફત્હ આપ્યા વિના રહેશે નહિં."

હઝરત ઉમરે અબૂ ઉબયદહ પર નીચે પ્રમાણે કાગળ લખ્યો:

"તમારો પત્ર મળ્યો, તમારૂં સાહસ અને હિંમત અભિનંદનને પાત્ર છે. ફતહ અલ્લાહના હાથમાં છે એ હરગિઝ ભૂલતા નહિં. તે જેને ચાહે તેને ફતહ આપે છે અને જેને ચાહે તેને શિકસ્ત. તમારાં અદ્‌ભુત પરાક્રમો એ ઇલાહી પ્રેરણા છે. ભવિષ્યમાં પણ અલ્લાહ ઉપર સંપુર્ણ શ્રધ્ધા રાખજો. કુમક બનતી તાકીદે મોકલવામાં આવશે. વિજય સંખ્યા બળ ઉપર અવલંબિત નથી. બલ્કે અલ્લાહની ઇચ્છાને આધીન છે. અલ્લાહજ લઘુમતિને બહુમતિ ઉપર વિજય આપે છે. અલ્લાહ પર તવક્કુલ રાખી દુશ્મનોનો અડગતાપૂર્વક સામનો કરો. દુશ્મનોના સંખ્યાબળથી સ્હેજ પણ ચિંતાતૂર થતા નહિ. તમામ મુસલમાનોને ધીરજ અને અડગતા માટે તાકીદ કરો. અલ્લાહ અવસ્ય તમને વિજય અપાવશે. આ યુધ્ધ એક આકરી કસોટી છે, જે માણસ એ કસોટીમાંથી પાર ઉતર્યો, તે અલ્લાહ અને તેના રસૂલ (સ.)ની રઝામંદી હાસિલ કરશે. હું પુન: તમને નસીહત કરૂં છું કે તકવાને તમારો આદર્શ લેખી પળવાર પણ તેનું વિસ્મરણ કરશો નહિં. એ ઉપરજ તમારી સફળતાનો દારોમદાર છે."

"આ પત્ર લખી હઝરત ઉમરે અબ્દુલ્લાહ બિન કર્તને હવાલે કર્યો; અને ફરમાવ્યું:

"એક પળનાય વિલંબ વિના ઇસ્લામી સૈન્યમાં આ પત્ર લઇ જઇ પહોંચો !" અબ્દુલ્લાહ બોલ્યા:

"આપ કોઇ લશ્કર મ્હારી સાથે રવાના કરત તો સારૂં થાત. મુસલમાનો મ્હને એકલો જોશે તો તેઓ નિરાશ થશે." હઝરત ઉમરે ફરમાવ્યું:

"કુમક તાકીદે મોકલવામાં આવશે. તમે કાગળ લઇ બનતી ઝડપે ત્યાં જાઓ; જેથી કાગળ વાંચી મુસલમાનોને આશ્વાસન મળે. તમામ મુસલમાનોને મ્હારાં સલામ પાઠવી કહેજો કે સાચા દિલથી દુશ્મનોનો મુકાબિલો કરે, ઝરાય થડકયા વિના સિંહની જેમ તેમના ઉપર તૂટી પડી. અલ્લાહની રઝામંદી હાસિલ કરે." અબ્દુલ્લાહ બિન કર્ત બોલ્યા :

"આપ અમો સઘળા માટે દુઆ કરો."

હઝરત ઉમર અને તેમના સાથીઓએ હાથ ઉંચા કરી ઇસ્લામી સૈન્યના વિજય માટે દુઆ માંગી. અબ્દુલ્લાહ બિન કર્તને સંતોષ થયો અને તેઓ યરમૂક તરફ રવાના થયા. તેમના જવા પછી હઝરત ઉમરે યમન, હ.ઝ્ મવત અને મક્કહથી સાત હઝાર જવાન ભેગા કરી અબૂ ઉબયદહની કુમકે મોકલ્યા અને તેમને જેમ બને તેમ જલ્દી મયદાને જંગમાં પહોંચવાની તાકીદ કરી.

---

# [૮] બાહાનનો ફરેબ

જંગે યરમૂકની બીજી સવારે બાહાને પાંચે મુસલમાન કયદીઓને સાથે લઈ પોતા પાસે હાઝિર થવા જબલાને કહેણ મોકલ્યું. જબલા મુસલમાન કયદીઓ સહિત બાહાન પાસે હાઝિર થયો. બાહાને તેમને નખ શીખ તપાસી કહ્યું ;

"જ્યાં સુધી કત્લનો હુકમ ન કરૂં ત્યાં સુધી એમને કારાગૃહમાં રાખો." પછી જબલાને સંબોધી તેણે કહ્યું :

"આ કયદીઓ તો કમઝોર અને નિર્બળ લાગે છે." જબલાએ કહ્યું :

એ જોવામાં તો કમઝોર લાગે છે પરંતુ જ્યારે મયદાને જંગમાં આવે છે ત્યારે સિંહની જેમ ગર્જે છે. એ પાંચે ઇસ્લામી સૈન્યના સરદાર છે. તેમના સાથીઓને અમે કત્લ કર્યા; પરંતુ એક સરદાર અમારા હાથથી છટકી જવા પામ્યો છે અને તે એ સઘળાઓમાં અત્યંત દિલેર છે." બાહાને પુછ્યું :

"તે કોણ છે?" જબલાએ કહ્યું :

"ખાલિદ બિન વલીદ, જેણે તદમુર, હવરાન, બુસરા, દમિશ્ક વગયરહ જીતી લીધા, અજનાદયનમાં રૂમી સેનાને ભારે શિકસ્ત આપી અને કિન્નસ્રીનના હાકિમને આપણા સિપાહીઓની રૂબરૂ કત્લ કર્યો. અરબોમાં કોઇ ખડતલ રણવીર હોય તો તે ખાલિદ બિન વલીદજ છે. તેનાજ કારણે બાકીના સરદારો વીરતાપૂર્વક ઝઝૂમે છે,

અગર તે માર્યો જતે તો પછી ઇસ્લામી સૈન્ય આપણા મુકાબિલાની હામ હરગિઝ ભીડી સકતે નહિં." બાહાન એ સાંભળી બોલ્યો :

"જો એમજ હોય તો પછી ખાલિદને કોઈ ન કોઇ રીતે મૃત્યુને ઘાટ ઉતારવો જોઈએ અગર એનાજ ઉપર આપણી હાર જીતનો દારોમદાર હોય તો તેને ફરેબ આપી કત્લ કરી નાંખવો જોઇએ." જબલા બોલ્યો :

"તેને અહિંઆ તેડી ગિરફતાર કરી લઇએ." બાહાને કહયું :

"તે આપણી પાસે થોડોજ આવવાનો છે?" જબલા બોલ્યો :

"તેના સાથીઓને આપણે ગિરફતાર કર્યા છે. ઇસ્લામી સરદાર તેમના છુટકારા માટે અવશ્ય ચિંતાતૂર હશે. કોઇ માણસ મારફત ઇસ્લામી છાવણીમાં સંદેશો મોકલાવો કે બાહાન મુસલમાન કયદીઓના બારામાં ખાલિદ બિન વલીદ સાથે વાટાઘાટ કરવા ઇચ્છે છે અગર સમાધાનનો કોઇ માર્ગ નીકળ્યો તો ઇસ્લામી કયદીઓને છોડી મુકવામાં આવશે. જ્યારે મુસલમાનોને આ સંદેશો મળશે ત્યારે ખાલિદ બિન વલીદને તેઓ અવશ્ય આપણી કને મોકલ્યા વિના રહેશે નહિં. તે જેવો અહિંયા આવે એટલે આપણે સત્વર ગિરફતાર કરી, પાંચે કયદીઓ સહિત તેને કત્લ કરી નાખીશું, પણ આપણી બદનામી થયા વિના રહેશે નહિં અને આપણા કપાળે વિશ્વાસઘાતની કાળી ટીલી ચોંટશે." બાહાન એ સાંભળી કહેવા લાગ્યો:

"જો આ રીતે મુસલમાનોને શિકસ્ત આપી સકાતી હોય, અને એ બલા હમેશના માટે આપણા દેશમાંથી દૂર થતી હોય તો પછી બદનામીની મ્હને પર્વા નથી. આપણા બાદશાહને એ રીતે

આપણે રાઝી કરી સકીશું, અને તે અવસ્ય આપણી કદ્ર કર્યા વિના રહેશે નહિ." જબલા બોલ્યો :

"ત્યારે તો પળનાય વિલંબ વિના એ તજવીઝને અમલી સ્વરૂપ આપો."

બાહાને તુર્તજ એક દૂતને ઇસ્લામી છાવણીમાં દોડાવ્યો. જેણે અબૂ ઉબયદહ પાસે હાઝિર થઇ બાહાનનો સંદેશો પહોંચાડયો. એ સમયે અબૂ ઉબયદહ ખાલિદ બિન વલીદ સાથે કયદીઓને છોડાવવાના બારામાં મશ્વિરો કરી રહયા હતા. બાહાનનો સંદેશો સાંભળી ખાલિદ પ્રસન્ન થઇ કહેવા લાગ્યા :

"હું જવાને તૈયાર છું."

"ત્યાં એકલા જવામાં ડહાપણ નથી. સાવચેતી ખાતર સો સવારો સંગાથે લેતા જાઓ."

ખાલિદ બિન વલીદ સો હથિયારબંધ સ્વારોને સાથે લઈ રૂમી છાવણી તરફ ગયા. જ્યારે જબલાના પડાવ પાસે—જે રૂમી સૈન્યના મોખરે હતો—પહોંચ્યા ત્યારે જબલાએ પુછ્યું :

"તમો કેમ આવ્યા છો?" ખાલિદે કહ્યું :

"બાહાનને મળવા આવ્યો છું."

"બાહાને તો તમને એકલાને તેડયા હતા. આ સો સ્વારોને શા માટે સાથે લેતા આવ્યા?"

"બાહાન અગર કોઇ શર્ત પેશ કરે તો અમે મશ્વિરો કરી સકીએ. અમે આપસમાં મશ્વિરો કર્યા વિના કોઇ કામ કરતા નથી." જબલા એ સાંભળી બોલ્યો :

"તમે અહિંઆજ થોભો, હું બાહાનને પૃછતો આવું."

જબલા ગભરાયલા જેવો બાહાન પાસે ગયો. તેણે કહ્યું :

"ખાલિદ બિન વલીદ આવ્યો તો છે; પરંતુ તેની સંગાથે સો સ્વારો પણ છે." બાહાન બોલ્યો :

તેણે સાવચેતીથી કામ તો લીધું છે પરંતુ વાંધો નહિં. આપણી છાવણીમાં આવે પછી ખબર પડશે. જેટલા મુસલમાન આપણે હાથ ચઢયા એટલા ખરા."

જબલાએ વાપિસ જઇ ખાલિદ બિન વલીદને કહયું:

"બાહાન તમને મળવાને તૈયાર છે."

ખાલિદ સો સ્વારો સહિત બાહાનના તંબુ પાસે જઇ ઉતરી પડયા. એક રૂમી અફસરે કહયું:

"હથિયાર અમને સોંપી તંબૂમાં સિધાવો."

"અમે હથિયારો કોઇ કાળે સોંપવાના નથી. બાહાનને ડર લાગતો હોય તો તંબૂની બહાર નીકળી મ્હારી સાથે વાત કરે."

રૂમી અફસરે બાહાનને આ વાતની જાણ કરી. બાહાને હથિયાર સમેત ખાલિદને તંબૂની અંદર આવવા કહયું.



# [૯] હાથના કર્યાં હૈયે વાગે

બાહાને ઉમળકાભેર ખાલિદ અને તેમના સાથીઓને આવકાર આપ્યો. સામાન્ય શિષ્ટાચાર પછી તેણે કહ્યું :

"હે અરબી સરદાર! મ્હેં તમને એકલાનેજ વિષ્ટિ ચલાવવાને તેડયા હતા. તમે નાહક આટલા બધા માણસો સાથે લેતા આવ્યા." ખાલિદે કહ્યું :

"મશ્વિરો કરવામાં સુગમતા પડે એટલા ખાતર હું એમને મ્હારી સંગાથે લાવ્યો છું." બાહાન બોલ્યો:

"તમો અરબી સૈન્યના એક સરદાર છો. સાથે બુધ્ધિમાન છો; પછી તમને મશ્વિરાની શી ઝુરૂર છે? તમો મનફાવ્યું કરી સકો એમ છો."

"અમને અમારા ખુદા અને રસૂલ (સ.)નો હુકમ છે કે દરેક વાતમાં પરસ્પરના મશ્વિરાથી કામ લો. પરસ્પરના મશ્વિરા વગર કોઇ પણ કામ ન કરવાની અમારા ખલીફાએ પણ અમને સખ્ત તાકીદ કરી છે."

"પરસ્પર તો સરદારો મશ્વિરો કરે છે, સામાન્ય સિપાહીઓનો મશ્વિરામાં કોઇ શામિલ નથી કરતું."

"અમારામાં કોઈ સામાન્ય સિપાહી નથી. બધા સરદાર છે અને બધાની સલાહ લેવી આવશ્યક છે. અમારા ખલીફાની પણ આમ મત ઉપર ચુંટણી થાય છે. અને તે ત્યાંજ લગી ખલીફા રહી

સકે છે જ્યાં લગી તે ખુદા અને રસૂલ ( સ. )ના હુકમોનું પાલન કરતો રહે અને સઘળાઓ કરતાં વધુ મુત્તકી અને પરહેઝગાર હોય. અમો અન્યોન્યને માનની દષ્ટિએ નિહાળીએ છીએ. કોઇને અદના કે હલકી પંકિતના લેખતા નથી. એથીજ જો ઝુરૂર પડે તો એમની સાથે મસ્લેહત કરી સકું એટલા ખાતર હું એમને મ્હારી સંગાથે તેડતો આવ્યો છું. બીજું હું સાવચેતી ખાતર પણ એમને સાથે લાવ્યો છું; આ દુશ્મનોની છાવણી છે અને દુશ્મનથી હમેશા સાવચેત રહેવું આવશ્યક છે. હવે મૂળ વાત ઉપર આવો."

"મ્હેં તમને સુલહ માટે તેડયા છે. આ પહેલાં હરકલનો સંદેશો તમને પહોંચાડી ચુકયો છું જેને તમે નામંઝૂર રાખ્યો છે. હું એમાં મ્હારા તરફથી વધારો કરવા માંગું છું. સો દીનાર તમારા પ્રત્યેક સિપાહીને હઝાર દિનાર તમારા સિપહસાલારને અને દસ હઝાર દીનાર તમારા ખલીફાને આપવા માંગું છું, તમારા પાંચ સાથીઓને પણ છોડી મુકવામાં આવશે અને હું તમને મારા ભાઇ તરીકે લેખીશ."

"અમે જે સુલહની શર્તો પેશ કરી ચુકયા છીએ તેમાં વધારો ઘટાડો કરવાનો અમને કશોય અધિકાર નથી, અગર તમો મ્હારા ભાઈ બનવા માંગો છો તો અંતઃકરણપૂર્વક ઇસ્લામને સ્વીકારી લો, અગર ધર્મ પરિવર્તન કર્યા વિના સુલહના અભિલાષી છો તો પછી અમારી હિફાઝતમાં આવી જાઓ. એ સિવાય સમાધાન માટે અમારી કને બીજો કોઇ માર્ગ નથી."

"તમો દાનિશમંદ થઇને હાથે કરી શા માટે દુઃખ અને સંકટ વ્હોરી રહયા છો ? જુઓ, રૂમના શાહોએ અરબવાસીઓ પર ઉપકાર અને કૃપા કરવામાં પાછીપાની કરી નથી. તમારા દર દર રોટી માટે

ભટકતા કંગાલ કબીલાઓ અમારા આશ્રયે આવ્યા ત્યારે અમે તેમને જગ્યા આપી. તેઓ અમારા ઇલાકામાં આબાદ થઈ સમૃધ્ધ બન્યા. બળબળતા રેતાળ રણોની જગ્યાએ તેઓ ફળદ્રુપ ઝમીનોના માલિક બન્યા. અમે કદી તેમને રંજાડયા નથી. હવે તેમનાજ ભાઇઓએ તલ્વાર અને નેઝાઓ વતી અમારી ઉપર આક્રમણ કરી, અમારા શહેરો જીતી અમારી દવલત પોતાની બનાવી લીધી. હજીય અમે તમને સન્માનપૂર્વક જવા દેવાને તૈયાર છીએ; પરંતુ તમો કેમે કર્યા માનતા નથી. સાંભળો! આ લડાઇનો અંજામ તમારી તરફેણમાં તો આવવાનો નથીજ. તમો યા તો માર્યા જશો અથવા રણ તરફ તમને ભગાડી મુકવામાં આવશે અને આમ તમને પારાવાર યાતનાઓ સહન કરવી પડશે."

"પહેલ તમારા તરફથી થઇ. અમે તમારો સામનો કર્યો અને તમને તલ્વારના બળે પરાજિત કર્યા. જે કાંઈ અમે તમારી કનેથી લીધું છે તે જંગના કાનૂન અનુસાર અમારો હક સમજીને લીધું છે. અમારા તરફથી કોઇ પણ પ્રકારનું દુષ્ટ વર્તન ચલાવવામાં આવ્યુ નથી. જેમણે અમાન માંગી, તેમને અમાન આપવામાં આવી. જેમણે સુલ્હની માંગણી કરી તેમની સાથે સુલ્હ કરવામાં આવી. જેઓ સામા થયા તેમનો જવાંમર્દીપૂર્વક મુકાબિલો કરવામાં આવ્યો. અમે જંગના કાનુન વિરૂદ્ધ એક પણ પગલું ભર્યું નથી. કદી વચન ભંગ કર્યો નથી. અલબત્ત, તમારા તરફથી વારંવાર વચન ભંગ થતા રહયા, વિશ્વાસઘાત કરવામાં આવ્યા. અમારા શિરે કોઇ પણ પ્રકારનો અપરાધ થોપી સકાય એમ નથી. કાલે તમે લડવાને નીકળ્યા, અમે લડયા. આજે તમે સુલ્હ માટે તેડયા, અમે હાઝિર થયા."

"તમો સુલ્હ માટે આતૂર હો એવું હરગિઝ લાગતું નથી. તમો તમારી ઝિદ પર કાઇમ છો અને વારે વારે તેજ શર્તો પેશ કરી રહયા છો. હું આર્મેનિયાનો બાદશાહ છું. હરકલ મ્હારા જેવા અનેક બાદશાહોનો શહિન્શાહ છે. તે મહાન મર્તબા અને ઝબરદસ્ત શાનવાળો કયસર છે. તમો મ્હને અને તેને ઇસ્લામ યા જઝિયા કુબૂલવાનું કહો છો. તમારી બુધ્ધિ તો બ્હેર મારી ગઇ નથીને? જે શહિન્શાહ આંખના પલ્કારા માત્રમાં પાંચ લાખનું સૈન્ય યુદ્ધમાં ઉતારી સકે છે; તે તમારી ધમકીઓને વશ થવાનો છે? નિ:સંદેહ, મૃત્યુ તમારા મસ્તકે ભમી રહ્યું છે અને સાચોસાચ તમો એ સઝાને પાત્ર છો. અગર તમો તમારી ઝિદ પર કાઇમ રહયા તો રણભૂમિમાંથી જીવતાજીવત પાછા ફરવાની તમારા માટે મ્હને તો સ્હેજ પણ આશા જણાતી નથી. મૃત્યુજ તમને આ તરફ ઘેરીને લાવ્યું છે. અગર તમો સુલ્હ નથી કરતા તો હું હમણાજ મુસલમાન કયદીઓને તેડાવી તમારી આંખોની સામેજ કત્લ કરાવું છું. ખાલિદ બિન વલીદે સ્હેજ પણ થડક યા વિના બુલંદ આવાઝે કહ્યું:

"અમને મૃત્યુનો ડર આપી ધમકાવો છો? મુસલમાન કયદીઓની તો એ તમન્નાજ છે અને હું પણ એજ ઝંખુ છું. અમને મૃત્યુ સ્હેજ પણ ડગાવી કે ડરાવી સકે એમ નથી. અમે મવતને તમારી જેમ મવત લેખતા નથી; પરંતુ અમે મવતને ઝિંદગી લેખીએ છીએ. અમને તમારી બહુમતિ કે સંખ્યાબળની સ્હેજ પણ પર્વા નથી. હું તો એ નિરખી રહયો છું કે તમારા સૈન્યનો કચ્ચરઘાણ નીકળી ગયો છે, તમો અમારા સકંજામાં સપડાયા છો, તમારા ગળામાં રસ્સી નાખી અમે તમને અમારા ખલીફા કને લઇ જઇએ છીએ અને તેમના હુકમથી છડેચોક તમને કત્લ કરવામાં આવે છે."

આ જડબાતોડ ઉત્તર સાંભળી બાહાનના ક્રોધનો પાર રહયો નહિં. તેના અંગરક્ષક સિપાહીઓએ—જેઓ તંબૂમાં મવજૂદ હતા—તલ્વાર પર હાથ નાખ્યો. ખાલિદ મામલાને બિચકતો જોઇ છલાંગ મારી બાહાનના તખ્ત ઉપર ચઢી ગયા અને તલ્વાર મ્યાનમાંથી બહાર ખેંચી કાઢી. ખાલિદના સાથીઓએ પણ તલ્વારો ખેંચી તખ્તની આસપાસ વર્તૂલ બાંધી લીધું. ખાલિદે ત્રાડ પાડી :

"અગર રૂમીઓ એક તસુ પણ આગળ વધ્યા, તો હું બાહાનનું કામ તમામ કરી નાંખીશ, પછી ભલે અમારૂં ગમે તે થાય."

બાહાનનો રંગ ફિક્કો પડી ગયો, તેના સિપાહીઓ થરથરી ઉઠયા. બાહાને પોતાના સિરે કઝાને ભમતી જોઇ ફેરવી તોળ્યું:

"તમારા કટુ વચનો સાંભળી મ્હને ગુસ્સો ઉપજ્યો હતો. મ્હારો ઇરાદો તમને હાનિ પહોંચાડવાનો ન હતો. તમે તલ્વારો મ્યાન કરી પોતપોતાના સ્થાને બેસી જાઓ."

જ્યાં લગી મુસલમાન કયદીઓને આઝાદ ન કરશો અને તેમને હથિયાર તેમજ ઘોડા દઇ અમારી ભેળા ન કરશો ત્યાં લગી તલ્વારોને અમે હરગિઝ મ્યાન કરશું નહિં."

બાહાનને પોતાની જાનની પડી હતી. તેણે તુર્તજ મુસલમાન કયદીઓને છોડી મુકવાનો હુકમ કર્યો. મુસલમાન કયદીઓ બંધનોમાંથી મુકત થઇ અને હથિયારો સજી પોતાના સાથીઓમાં આવી ભળ્યા. ખાલિદે કહ્યું :

"તંબૂની બહાર અમને કોઇ પણ પ્રકારની હરકત કરવામાં ન આવે તે માટે આકરા શપથ લો નહિંતર અમો તમને મુકત કરીશું નહિં."

બાહાને જબલા સાથે મળી ગોઠવણ તો એજ કરી હતી કે, જ્યારે ખાલિદ અને તેમના સાથીઓ તંબૂની બહાર નીકળે ત્યારે તેમને ચોમેરથી ઘેરી લેવામાં આવે, પરંતુ ખાલિદની ફૂર્તિ અને ચાલાકી આગળ બધું નકામું ગયું. તે પોતેજ ઘેરાઈ ગયો અને તેને પોતાની જાનના સાંસાં પડી ગયા. ખાલિદના કહેવા મુજબ તેણે પ્રતિજ્ઞા લીધી અને જબલાને તેડી ખાલિદ અને તેમના સાથીઓને સંભાળપુર્વક છાવણીની બહાર છોડી આવવા કહ્યું. જબલાએ દાંત પીસ્યા; પરંતુ તેનું કાંઇ વળે એમ ન હતું.

ખાલિદ અને તેમના સાથીઓ હર્ષના પોકારો કરતા પોતાના રહેઠાણે સહીસલામત પહોંચી ગયા. મુસલમાન કયદીઓને ખાલિદ ભેળા નિહાળી ઇસ્લામી સૈન્યની ખુશહાલીનો પાર રહ્યો નહિં. તેમણે અલ્લાહુ અકબરના નારાઓથી ગગન ગજાવી મુક્યું. અબૂ ઉબયદહએ અલ્લાહનો બેહદ પાડ માન્યો અને ખાલિદના હકમાં દુઆઓ ખયર કરી, પછી ખાલિદને કહ્યું :

હે અબા સુલયમાન! શો નિર્ણય કરી આવ્યા? ખાલિદે કહ્યું:

"તેમને આપણી શર્તો મંજૂર નથી, એટલે લડયા વગર છુટકો નથી."

"આ લોકોને શી રીતે મુક્ત કર્યા?" ખાલિદે અથતિ ઇતિ જે કાંઇ બન્યું હતું તે કહી સંભળાવ્યું. અબૂ ઉબયદહ અને તમામ મુસલમાનો એ સાંભળી ખૂબ રાજી થયા



## [ ૧૦ ] ખાંડાના ખેલ

તે દિવસે લડાઇ મવકૂફ રહી. બની ગસ્સાન મયદાનમાંથી પોતાના મકતૂલોને ઉપાડી દફ્ન કરતા રહ્યા. સાંજની નમાઝથી ફારિગ થઇ અબૂ ઉબયદહએ કાલે પુનઃ લડાઇ થશે તેની પોતાના સૈનિકો આગળ ઝાહિરાત કરતા કહ્યું :

"પહેલી લડાઇમાં અલ્લાહે આપણને વિજય અપાવી દુશ્મનોના દિલોમાં આપણી ધાક બેસાડી દીધી છે. કાલે અત્યંત અડગતા અને નિડરતાપૂર્વક જાનતોડ મુકાબિલો કરવાનો છે. મયદાને જંગમાંથી હરગિઝ પીઠ ન ફેરવતાં મવતને ઉમળકાભેર સત્કારજો. કાલે જે અલ્લાહ અને તેના રસુલ (સ.)ને રાઝી કરશે તેજ તેમની ખુશનુદી હાસિલ કરશે એ વાત હરગિઝ ભૂલતા નહિં."

અબૂ ઉબયદહ પછી ખાલિદ બિન વલીદ કહેવા લાગ્યા :

"ભાઇઓ! દુશ્મનોના સંખ્યાબળને હરગિઝ મન પર લાવતા નહિં. હું આજ તેમની છાવણીમાં ગયો હતો. તેઓની સંખ્યા આપણા કરતાં અતિ ઘણી વધારે છે એ વાત સાચી; પરંતુ તેમની હિમ્મત ડગી ગઇ છે, જુસ્સો નરમ પડી ગયો છે અને તેમના દિલોમાં મુસલમાનોની ધાક પેસી ગઇ છે, અગર તમે અડગતા અને નિડરતાપૂર્વક લડશો, તો અલ્લાહ અવશ્ય તમને વિજય અપાવ્યા વિના રહેશે નહિ. આજ રાત્રે વિજય, હિમ્મત અને ધીરજ માટે અલ્લાહ પાસે દુઆ માંગતા રહેજો."

સવાર પડી, અબૂ ઉબયદહએ નમાઝથી પરવારી ખાલિદને કહ્યું:

"હે અબા સુલયમાન! મ્હેં તમને આ લશ્કરનાં સરદાર મુકર્રર કર્યાં, તમે લશ્કરની સફો બરાબર ગોઠવો, જેમને ચાહો જમણી યા ડાબી પાંખના સરદાર મુકર્રર કરો. તમને મન ફાવે તેમ સૈન્યની સજાવટ કરો," પછી સૈનિકોને સંબોધી કહયું "ખાલિદ બિન વલીદ તમને જે કાંઇ હુકમો આપે તેનું દિલોજાનથી પાલન કરજો. શીસ્ત જાળવવામાં ફર્ક આવે નહિં."

ખાલિદ બિન વલીદે એક નિષ્ણાત સેનાનીની જેમ લશ્કરની સજાવટ કરવા માંડી. લશ્કરની જમણી અને ડાબી પાંખના સરદારો મુકર્રર કર્યા. ત્યાં બાહાને પણ પોતાના સૈન્યને મયદાનમાં ઉતારી તેની ત્રીસ સફો એક બીજાની પછવાડે ખડી કરી દીધી.

જ્યારે ઉભય સૈન્ય સુસજ્જ થઇ સામસામા આવી ઉભા; ત્યારે રૂમી સૈન્યમાંથી એક રૂમી પહેલવાને મયદાનમાં નીકળી હરીફ તલબ કર્યો. ઇસ્લામી સૈન્યમાંથી બુસરાના હાકિમ રૂમાસ—જેઓ બુસરાના વિજય પછી મુસલમાન થઇ ઇસ્લામી સૈન્યમાં શામિલ થઇ ગયા હતા—તેની સાથે દ્રંદ્ર યુધ્ધ ખેલવાને બહાર પડયા.

રૂમાસે રૂમી પહેલવાનને રૂમી ભાષામાં સંબોધ્યો. આથી રૂમી પહેલવાને રૂમાસને મુસલમાન થઇ જવા બદલ મલામત કરી. રૂમાસ એ સાંભળી બોલ્યા:

"ઇસ્લામનો સંપૂર્ણ રીતે અભ્યાસ કર્યા પછીજ મ્હેં તેનો સ્વીકાર કર્યો છે. ઇસ્લામ જેવો સાચો દીન બીજો એકે નથી." રૂમી પહેલવાન આથી ચીડાઇ બોલ્યો :

"હું અરબોના દીનને ફક્ત હલકી પંકિતનો લેખું છું."

સાથેજ તેણે રૂમાસ પર હુમલો કર્યો. તેમણે તેના વારને રોકયો. થોડો સમય બંને વચ્ચે દ્વંદ્વ યુધ્ધ ખેલાતું રહ્યું. અંતે રૂમી પહેલવાને અત્યંત સ્ફુર્તિપૂર્વક એક સખ્ત વાર કર્યો; રૂમાસ ઝખ્મી થયા, અને એજ સ્થિતિમાં ઘોડો દોડાવી વાપિસ ચાલ્યા ગયા. તેમના ઝખ્મને ધોઈ તેની મરહમ પટ્ટી કરવામાં આવી. રૂમી પહેલવાન પોતાની સફળતાથી ફુલાઇ મયદાનમાં સિંહની જેમ ગર્જવા લાગ્યો. ઇસ્લામી સૈન્યમાંથી મયસરહ બિન મગ્રૂક મયદાનમાં જવાને તૈયાર થયા; પરંતુ ખાલિદે તેમને રોકી કહ્યું :

"રૂમી પહેલવાન સાથે લડવા જવા કરતાં તમારૂં તમારા સ્થાને શોભવુંજ વધુ ઝરૂરી છે." એ સાંભળી આમિર બિન તુફયલ બહાર નીકળ્યા. ખાલિદે તેમને રોકી લઇ કહ્યું :

"તમે ન્હાના છો અને રૂમી પહેલવાન અનુભવી અને ખડતલ યોધ્ધો છે. તમે તેને હરાવી સકશો નહિં." એ સાંભળી આમિર વ્યાકૂળ થઈ બોલી ઉઠયા :

"હે સરદાર ! આપ એ રૂમી પહેલવાનને નકામું મહત્વ આપી અમારા દિલમાં તેની ધાક બેસાડી રહયા છો."

"મ્હેં તેના લડવાના ઢંગને જોયો છે, તે આપણા એક પહેલવાનને હરાવી ચુકયો છે. તે બીજાને પણ હરાવે એ વાત મ્હને હરગિઝ પસંદ નથી. આથી રૂમીઓની હિમ્મત વધી જશે, તમે તમારી જગ્યાએ ઉભા રહો. તેમના પછી હરૃથ બિન અબ્દુલ્લાહ નીકળ્યા. તેમને ખાલિદે કહયું :

"તમે મઝબૂત છો એમાં શક નથી; પરંતુ કદી એકલા કોઇ પહેલવાનનો મુકાબિલો કરવાનોય પ્રસંગ સાંપડયો છે તમને?" તેમણે કહયું :

"નહિં."

"ત્યારે તમારૂં મુકાબિલા માટે જવું નકામું છે." તેમના પછી કયસ બિન હબીરહએ મયદાનમાં જવા ખાલિદ પાસે ઇજાઝત મ ાી. ખાલિદે કહયું :

"બેશક, તમો રૂમી પહેલવાનના સમોવડિયા છો. અલ્લાહનું નામ લઇ સિધાવો. રૂમી પહેલવાન યુધ્ધ કળામાં પુરો પાવરધો છે એ વાતનું બરાબર ધ્યાન રાખજો."

આટલા સમયમાં તો રૂમી પહેલવાને ત્રાડો પાડી મયદાન ગજાવી મુકયું હતું. કયસે તેની સાથે બાથ ભીડી. પ્રથમ નેઝા વડે ઉભય પહેલવાનો લડતા રહયા. રૂમી પહેલવાન નેઝાબાઝીમાં નિષ્ણાત હતો. બંને બરાબર ઉતર્યા પછી બંનેએ નેઝા ફેંકી તલ્વારો ખેંચી. કયસે બળપૂર્વક રૂમી પર તલ્વારનો વાર કર્યો. રૂમીએ ઢાલ સામી ધરી. તલ્વાર ઢાલને કાપતી રૂમીના ખુદ પર પડી અને પડતાંની સાથેજ બે ટુકડા થઇ ગઇ. રૂમીને રહેજ પણ હાનિ થઇ નહિં. તેણે કયસને નિઃશસ્ત્ર જોઇ હુમલો કર્યો. કયસ અચાનક ઘોડાને ફેરવી મયદાન છોડી ગયા. જ્યારે ઇસ્લામી સેના પાસે પહોંચ્યા ત્યારે તેમના દિલે મયદાન તજી જવા અને મૃત્યુથી ડરવા બદલ મલામત કરી. તેમણે તુર્તજ કમરમાંથી એક નાનકડું ખંજર ખેંચી કાઢયું અને ઘોડાને ફેરવી મયદાનની રાહ લીધી. ખાલિદ બિન વલીદે હાંક મારી :

"કયસ! પાછા ચાલ્યા આવો." કયસે બુલંદ આવાઝે કહયું :

"શું આપ મ્હારી ઝિંદગીની કોઇ પળ ઘટાડી યા વધારી સકો છો?" ખાલિદ હતાશ થઇ બોલ્યા :

" નહિં. "

કયસે ઘોડાને મયદાન તરફ હંકારી મુકયો. ખાલિદ એ દેખી ચીસ પાડી ઉઠયા :

"કયસની પાસે તલ્વાર નથી; કોઇ છે જે તેમને તલ્વાર આપી આવે?" અબ્દુર્રહમાન બિન અબીબક્ર એ સાંભળી બહાર નીકળ્યા, તેમણે કહયું :

"હું જાઉં છું." ખાલિદે તેમને તલ્વાર આપતાં કહયું :

"જલ્દી દોડો."

અબ્દુર્રહમાને આંખના પલકારા માત્રમાં કયસ પાસે દોડી જઇ તેમને તલ્વાર આપી દીધી. અબ્દુર્રહમાનને મયદાનમાં નીકળેલા જોઇ રૂમીઓ સમજ્યા કે તેઓ પોતાના સાથીની મદદે નીકળ્યા છે. તુર્તજ બે રૂમી પહેલવાનો પોતાના પહેલવાનની મદદે દોડી આવ્યા. એકે અબ્દુર્રહમાનને પુછયું :

" તમે ઇન્સાફી હોવાનો દા'વો કરો છો અને આ શું?" અબ્દુર્રહમાન બોલ્યા :

"બેશક, અમારો એ દા'વો સાચો છે."

"બે પહેલવાન લડી રહયા હોય અને તમે તમારા સાથીની મદદે આવો; એનેજ ઇન્સાફ કહેતા હશે?"

"હું તમારા પહેલવાન સાથે લડવાને આવ્યો નથી. હું તો અમારા પહેલવાનને તલ્વાર આપવાને આવ્યો છું, અગર તમને એક

બેનો એટલો બધો ખ્યાલ છે તો તમો બે જણ છો અને હું એકલો. આવો, મ્હારી સાથે બાથ ભીડો."

કયસ અને તેમનો હરીફ આશ્ચર્યચકિત થઇ અબ્દુર્રહમાનની વાતો સાંભળતા ઉભા હતા. બંને રૂમી પહેલવાને અજબ થઇ પુછ્યું :

"ઓહો, બે પહેલવાનો સામે લડી સકો એવા તમે દિલેર છો? એમ હોય તો આવી જાઓ, આપણે ઝરા હાથ આઝમાવી જોઈએ!"

બંનેએ અબ્દુર્રહમાન પર હુમલો કર્યો. અબ્દુર્રહમાને ઘોડાને ફેરવી બંનેના વાર ચુકવ્યા, પછી સામસામા થતાંજ એક રૂમી પર તાકીને નેઝાનો એવો તો વાર કર્યો કે તે તેના બખ્તરને છેદી જિગરની આરપાર નીકળી ગયો. રૂમી ઘાયલ થઈ ધરતી પર ઢળી પડયો. પ્રથમ રૂમી પહેલવાન—જે કયસ સામે લડતો હતો—પોતાના સાથીને મરણ પામતો જોઇ ક્રોધથી ધુંવાંફુવાં થઇ અબ્દુર્રહમાન સામે ધસ્યો. એ નિહાળી કયસ અબ્દુર્રહમાનની મદદે દોડયા. અબ્દુર્રહમાને તેમને ખુદાનો વાસ્તો આપી કહયું :

"પાછળ ખસી ઝરા શ્વાસ લઇ લો. મ્હને એકલાનેજ બંને રૂમીઓ સામે ઝઝુમવા દો."

કયસ પાછળ ખસી ગયા. અબ્દુર્રહમાને બંને રૂમીઓ સામે બાથ ભીડી. બંનેએ એક સામટો અબ્દુર્રહમાન પર વાર કર્યો. અબ્દુર્રહમાને વિજળી વેગે ઘોડાને કુદાવી રૂમીઓના વાર ચુકવ્યા અને લાગલોજ એક રૂમી પર તલ્વારનો ઘા કીધો. રૂમી બે ટુકડા થઇ ઝમીન પર ઢળી પડયો. ત્રીજો રૂમી આ ફુર્તિ જોઇ આભો બની ગયો. અબ્દુર્રહમાને કયસને ઇશારો કરી સવાબમાં શામિલ થવા કહયું. કયસે ધસી જઇ હરીફ પર તલ્વારનો વાર કર્યો, તે

ઘાયલ થઈ ઝમીન પર પટકાઈ પડયો. એ અદ્‌ભૂત ઘટના નિહાળી ઇસ્લામી સેનાએ હર્ષના પુકારો કર્યા અને રૂમી સૈન્યમાં સનસનાટી ફેલાઇ ગઇ.

બાહાનના સંતાપનો પાર રહયો નહિં. આ ત્રણ પહેલવાનો તેના સૈન્યમાં અતિ મહત્વનું સ્થાન ધરાવતા હતા. અબ્દુર્રહમાન મયદાનમાં ઉભા રહયા, તેમણે હરીફ તલબ કર્યો: પરંતુ તેમની સાથે દ્વંદ્વ યુદ્ધ ખેલવાની કોઇએ હામ ભીડી નહિં. મુકાબિલા માટે કોઇજ નીકળતું નથી એવી જ્યારે અબ્દુર્રહમાનને ખાત્રી થઇ ચુકી; ત્યારે તેઓ રૂમીઓની જમણી પાંખ ઉપર ટૂટી પડયા અને અનેક રૂમીઓને કત્લ કરી તેઓ પુનઃ મયદાનમાં આવી ઉભા રહયા. ખાલિદે એ નિહાળી હાંક મારી :

"અબ્દુર્રહમાન ! પાછા ચાલ્યા આવો."

અબ્દુર્રહમાન પોતાના સૈન્યમાં વાપિસ ચાલ્યા ગયા.

રૂમીઓમાંથી કોઇ પહેલવાન ન નીકળ્યો; એટલે બાહાને મોખરેની ટુકડીને આગળ વધવા હુકમ કર્યો. ત્યાં ખાલિદે પણ એક ટુકડીને મયદાનમાં ઉતારી. ઉભય ટુકડીઓમાં થોડીક ઝપાઝપી ચાલી. બન્ને તરફના ઘણાજ થોડા માણસો કામ આવ્યા, એટલામાં સૂર્યાસ્ત થયો અને ઉભય લશ્કર પોતપોતાની છાવણીમાં પાછા ફર્યા.

# [ ૧૧ ] બાહાનની ચિંતા

જુણભૂમિમાંથી બાહાન જ્યારે પાછો ફર્યો ત્યારે તે અત્યંત ચિંતાગ્રસ્ત હતો. રૂમી સૈનિકો અરબોથી ડરે છે એ વાતનું તેને સંપૂર્ણ ભાન થઇ ચુકયુ હતું. એ વાત તેના દિલને કોરી ખાતી હતી, કે અગર આ યુધ્ધમાં ઇસ્લામી સેનાનો વિજય થયો તો અરબોની આગેકૂચને થંભાવી સકાશે નહિં અને શામ તેમજ રૂમ પર તેમનો અધિકાર સ્થાપિત થઇ જશે. તેણે નીચેની મતલબનો એક પત્ર હરકલ ઉપર લખ્યો.

"અરબોને સમાધાન માટે સમજાવ્યા, પ્રકાર પ્રકારની લાલચો આપી; પરંતુ તેઓ કેમે કર્યા માનતા નથી. જબલા તેની ગસ્સાન કવમ સહિત પહેલા દિવસે મુસલમાનોના મુકાબિલા માટે નીકળ્યો. અરબોમાંથી કેવળ સાઠ જવાનો સાઠ હઝારની સેના સામે લડવાને નીકળ્યા. તેમના આ સાહસ અને દિલેરીએ અમને આભા બનાવી દીધા. બની ગસ્સાન એ સાઠ જણને પળવિપળમાં મૃત્યુને ઘાટ ઉતારી નાંખશે એ વાતનો અમને સંપુર્ણ વિશ્વાસ હતો; પરંતુ પરિણામ જોઇને અમારી હયરાની મર્યાદા ઓળંગી ગઇ કે તે સાઠ જવાનો સાંજ સુધી લડતા રહયા અને તેમણે બની ગસ્સાનના પાંચ હઝાર સિપાહીઓ ઘાસની જેમ કાપી નાખ્યા. તેમના કેવળ દસ માણસો કત્લ થયા અને પાંચ અમારે હાથ ગિરફતાર થયા. જબલાની ભંભેરણીથી મ્હેં ઇસ્લામીઓના સરદારો સાથે ફરેબની ચાલ ચાલી

તેમને કત્લ કરવાના ઇરાદે મ્હારી પાસે તેડયા; પરંતુ તેઓ મ્હારા ઉસ્તાદ નીકળ્યા અને ઉલટ મ્હને મ્હારાજ તંબૂમાં ઘેરી લીધો. જાન બચાવવા ખાતર મ્હારે તેમના કયદીઓને છોડી મુકવા પડયા. તેમની હિંમત અને નિડરતા મ્હને આભો બનાવી મુકે છે. હું આજ અત્યંત ગુસ્સાપુર્વક લશ્કરને લઇ રણભૂમિમાં ઉતર્યો; અને અરબો સાથે આખો દિવસ લડતો રહયો; પણ અમારૂં કાંઇ વળ્યું નહિં. અમારા ત્રણ બહાદુર પહેલવાનો કત્લ થયા, જોકે તેમના થોડાક માણસોને કત્લ કરવામાં અમે શકિતમાન થઇ સકયા ખરા, પરંતુ અમારા કેટલાક સિપાહીઓ પણ ખપી ગયા. આપણા સિપાહીઓ અરબોથી ડરે છે અને તેમના દિલો પર અરબોની હયબત છવાઇ ગઇ છે. તેઓ આજે અત્યંત સંકોચ અને ડરપુર્વક લડયા, અગર હું તેમની પાછળ ન હતે તો તેઓ રણભૂમિનો ત્યાગ કરી અવશ્ય ન્હાસી નીકળતે. હવે મ્હને એ ચિંતા થાય છે, કે જો આ લડાઇમાં આપણે હાર પામ્યા તો પછી આપણું શું થશે? આપણે આવું ગંજાવર સૈન્ય બીજી વાર ભેગું કરી સકીએ એમ નથી. થોડા દિવસ લડાઇ બંધ રાખું જેથી મ્હારા સૈનિકોનો ખવફ દૂર થાય અને તેમના દિલ મઝબૂતી પકડે, એવો મ્હારો વિચાર છે. એક એવી બલા જેવી કવમ સાથે આપણને પાલો પડયો છે કે હું કાંઇ અર્ઝ કરી સકતો નથી. એઓ રાક્ષસ યા દેવો કરતાંય નઠારા છે. મવત કોને કહે છે તે તો એ જાણુતાજ નથી. જોવામાં નિર્બળ અને કમઝોર લાગે છે, પરંતુ જ્યારે રણભૂમિમાં નીકળે છે ત્યારે સિંહ જેવા બની જાય છે. ખયર, આ બલાને દુર કરવા મ્હારેથી બનતો પ્રયત્ન

કરીશ અને જ્યાં લગી મ્હારી જાનમાં જાન છે ત્યાં લગી મયદાનમાંથી પીછેહઠ કરીશ નહિં. આપને કાંઇ આજ્ઞા યા સૂચના આપવી હોય તો ફરમાવજો."

આ પત્ર બાહાને એક કાસદને આપી અન્તાકિયામાં હરકલને પહોંચાડવા હુકમ કર્યો. એટલામાં ભોજનનો સમય થયો. બાહાનનું ચિત્ત ઠેકાણે ન હોવાથી તેણે ખાણું ન ખાધું. આ સમાચાર વિજળી વેગે આખા લશ્કરમાં ફેલાઇ ગયા. તેજ સમયે તેના હાથ તળેના સરદારો તેની પાસે આવ્યા, તેમણે કહ્યું :

"આપ આટલી બધી ચિંતા શાને કરો છો? યુધ્ધની તો એવીજ સ્થિતિ રહે છે. કદી આપણે ફાવ્યા તો કદી તેઓ. હજી આપણે થોડાજ પરાજિત થયા છીએ? કેવળ બે વાર મુકાબિલા થયા, અગર તેમાં અરબો ફાવ્યા તેથી શું થયું? કાલે આપણે તેમના પર વિજય પ્રાપ્ત કરીશું. આપણું આવું ગંજાવર સૈન્ય છે પછી ભય શી વાતનો છે? અરબોનો અવશ્ય પરાજય થયા વિના રહેશે નહિં." બાહાન એ સાંભળી બોલ્યો :

"મ્હેં આજ લડાઇનો ઢંગ જોયો છે. આપણાથી કાંઇ પણ ન બની સક્યું. આપણા સિપાહીઓ અરબોથી ડરે છે. આવા ડરપોક સૈન્ય વડે આપણે જીતીએ એવી આશા થોડીજ છે. થોડા દિવસ લડાઇ બંધ રહે એમ હું ચ્હાઉં છું" જર્જીર બોલ્યો :

"લડાઇ બંધ કરવાનું કશું કારણ નથી. એમાં આપણી કમજોરી સાબિત થશે, અગર આપ સમસ્ત સૈન્યને મુકાબિલાનો હુકમ નથી આપતા તો અમને કહો, અમે વારાફરતી જઇ તેમની સામે ઝઝૂમીએ. અમારા હાથ તળે લાખ લાખ સિપાહીઓ છે. એક

દિવસ હું, બીજે દિવસે કનાતીર, ત્રીજે દિવસે કોરીર અને ચોથે દિવસે દરીહાન જશે. આમ વારાફરતી અમે તેમનો સામનો કરીશું. આપણા સૈનિકોને આરામ મળતો રહેશે અને અરબોની સંખ્યામાં ઘટાડો થતો રહેશે. ચાલીસ હજારની સેના વડે તેઓ છ લાખની સેનાનો કયાં લગી સામનો કરતા રહેશે? બે ત્રણ દિવસમાંજ તેઓ પરાજિત થઇ મયદાન છોડી જશે એવી મ્હારી તો ધારણા છે."

"થોડા દિવસ લડાઇ મવકૂફ રાખવામાંજ આપણું શ્રેય છે એવી મ્હને સંપૂર્ણ ખાત્રી થઈ ચુકી છે. ઉપરાંત મ્હેં હરકલને પણ પત્ર લખ્યો છે. તમે થોડાક દિવસ ધીરજ ધરો અને લશ્કરને આરામ લેવા દો. મુનાસિબ વકતે હું સ્વયં લડાઇમાં ઉતરીશ."

આ ઉત્તર સાંભળી ચારે સરદારો નિરાશવદને ત્યાંથી ચાલ્યા ગયા.

ઇસ્લામી સેનાએ નમાઝથી ફારિગ થઇ રાત આરામમાં પસાર કરી. સવાર પડી એટલે નમાઝથી પરવારી અબુ ઉબયદહ લશ્કરની સજાવટ કરી મયદાનમાં નીકળ્યા; પરંતુ અબૂ ઉબયદહના આશ્ચર્ય વચ્ચે રૂમીઓ જંગ માટે મયદાનમાં નીકળ્યા નહિં. તેમણે પરિસ્થિતિ જાણવા માટે જાસૂસો રવાના કર્યા. તેઓ સમાચાર લાવ્યા કે, બાહાને હરકલને પત્ર લખ્યો છે અને તેના ઉત્તરની રાહ જોવાય છે, જ્યાં લગી ઉત્તર ન આવશે ત્યાં લગી લડાઇ બંધ રહેશે. ખાલિદ બોલ્યા:

"હે ઉમ્મતના અમીન! રૂમીઓના દિલ પર આપણી દેહશત પથરાઇ ગઇ છે; ભયના કારણે તેઓ મયદાનમાં ઉતરતા નથી, અગર ઇજાઝત હોય તો હું લશ્કર લઈ દુશ્મનોની છાવણી પર હલ્લો કરૂં; અલ્લાહ અવશ્ય આ મુશ્કિલને આસાન કર્યા વિના રહેશે નહિં."

"હે અબા સુલયમાન !" અબૂ ઉબયદહ બોલ્યા : ઉતાવળ કરવાથી કાંઇ વળવાનું નથી. ચાલો, આપણે વાપસ જઇએ, જ્યાં લગી રૂમીઓ મયદાનમાં ન ઉતરે ત્યાં લગી આપણે પણ મયદાનમાં ઉતરવાનું નથી."

"હે ઉમ્મતના અમીન !" ખાલિદ કહેવા લાગ્ય : દુશ્મનોને શા માટે તક આપી રહયા છો ? તેઓ બદહવાસ થઈ રહયા છે એટલે અવશ્ય આપણે ફતહ હાસિલ કર્યા વિના રહીશું નહિં."

પરંતુ અબૂ ઉબયદહ ખાલિદ સાથે સંમત થયા નહિં. તેમણે લશ્કરને વાપસીનો હુકમ આપ્યો. ખાલીદ આથી ખૂબ ખિન્ન થયા. પોતાના સિપહસાલારની આજ્ઞાનું ઉલ્લંઘન થઇ સકે એમ ન હતું એટલે નિરાશવદને તેઓ પણ છાવણીમાં પાછા ફર્યા.

સાત દિવસ લગી લડાઇ મવકુફ રહી. કોઇ મયદાનમાં ઉતર્યું નહિં. એ અરસામાં સાત હઝાર સૈનિકો જેમને હઝરત ઉમરે ભેગા કરી કુમકે મોકલ્યા હતા. આવી પહોંચ્યા. અબુ ઉબયદહને આથી ખૂબ હર્ષ થયો. તે સેનામાં ઘણા ખરા મશ્હુર શમશીરબાઝો અને રણકુશળ યોધ્ધાઓ હતા. ઈસ્લામી સૈન્યમાં હર્ષનું મવજું ફરી વળ્યું.

અરબો સદંતર ખામોશ છે અને તેમના તરફથી કોઇ ઝાતની પ્રવૃત્તિ હાથ ધરવામાં આવતી નથી એમ જ્યારે બાહાને જોયું ત્યારે તેણે બનીગસ્સાન કબીલાના બે ત્રણ માણસોને જાસૂસી માટે ઇસ્લામી છાવણીમાં મોકલ્યા. તેઓ અદશ્ય રીતે ચોવીસ કલાક ઇસ્લામી સેનામાં રહયા. વાપસ જઇ તેમણે બાહાનને જાણ કરી કે, મુસલમાનો નિરાંતની ઉંઘ કાઢે છે, નમાઝ પઢે છે, રોઝા રાખે છે અને ખાઇ

પી આનંદમાં સમય પસાર કરે છે. રૂમી સેના જ્યાં લગી મયદાનમાં ન ઉતરે ત્યાં લગી તેમણે પણ મયદાનમાં ન ઉતરવાનો નિશ્ચય કર્યો છે. બાહાન એ સાંભળી બિચાર ઝોલે ચઢી ગયો. તેણે પોતાના હાથ તળેના સરદારોને તેડાવી કહ્યું :

"જયાં લગી આપણે મયદાનમાં ન ઉતરીએ ત્યાં લગી મુસલમાનો મયદાનમાં ઉતરવાના નથી. મ્હેં એક તદબીર ઘડી કાઢી છે. આપણે આજે રાત્રે લશ્કરને સજ્જ કરી સૂર્યોદય થવા પૂર્વે ઇસ્લામી છાવણી પર હલ્લો કરી દઈએ. મુસલમાનો ત્યારે બિલ્કુલ ગફલતમાં હશે. આપણે અચાનક તેમના ઉપર કુદી પડી તેમને તલ્વારને ઘાટ ઉતારી દઇશું."

બધાને આ તજવીઝ પસંદ પડી. રાત પડી એટલે બાહાને લશ્કરને સજાવવા માંડયું. આખી રાત તે સફોને દુરૂસ્ત કરતો રહયો, જ્યારે લશ્કર સંપૂર્ણ રીતે સુસજ્જ થઈ ગયું અને હાથ તળેન સરદારોને સંપૂર્ણ સુચનાઓ અપાઇ ચુકી; ત્યારે બાહાને છેક વહેલી સવારે લશ્કરને કૂચ કરવાનો હુકમ આપ્યો. મુસલમાનો સદંતર ગાફિલ હતા. દુશ્મનો શી હિલચાલ કરી રહયા છે તેની તેમને જાણ ન હતી. તેઓ દસ્તૂર મુજબ પ્રાતઃકાળે ઉઠી નમાઝ માટે ભેગા થયા. હજી નમાઝથી ફારિગ પણ થયા ન હતા એટલામાં પ્હેરા પરના સિપાહીઓએ હાંફળા ફાંફળા દોડતા આવી જાણ કરી કે, દુસ્મન સેના ઉતાવળે આપણી ઉપર હલ્લો કરવાને આવી રહી છે. અબુ ઉબયદહ એ સાંભળી ચિંતાતૂર થઇ બોલ્યા :

"બાહાને છળકપટથી આપણી ઉપર અચાનક હુમલો કર્યો છે. આપણે બિલ્કુલ તૈયાર નથી, આપણું લશ્કર વેરવિખેર હાલતમાં છે.

આપણે તૈયાર થઇએ તે પહેલાં તો રૂમીઓ આપણા પર ટૂટી પડશે. હે અબા સુલયમાન ! હવે શું કરવું જોઇએ ?" ખાલિદ બોલ્યા :

"આપે ત્યારે મ્હારૂં કહેવું ન માની દુશ્મનની કમઝોરીથી લાભ ન ઉઠાવ્યો, હવે દુશ્મનોએ આપણી ગફ્લતનો લાભ લઈ આપણી ઉપર અચાનક છાપો માર્યો છે તેવા સંજોગોમાં શું થઇ સકે એમ છે ? પાંચસો સ્વારોને તાકીદે તૈયાર થવાનો હુકમ કરો. હું તેમને મયદાનમાં લઇ જઈ રૂમી સેનાને રોકવા પ્રયત્ન કરીશ એટલામાં તમે ઉતાવળે લશ્કરને સજ્જ કરી મ્હારી પાછળ આવી પહોંચજો."

વિજળી વેગે આ સમાચાર સમસ્ત ઇસ્લામી છાવણીમાં ફેલાઇ ગયા. પાંચસો સ્વારો બનતી ત્વરાએ હથિયાર સજી ખાલિદની સરદારી હેઠળ મયદાન તરફ રવાના થયા. ઝુબયર બિન અવ્વામ, મર્કાલ બિન હાશિમ, અબ્દુર્રહમાન બિન અબીબક્ર, ફઝલ બિન અબ્બાસ, યઝીદ બિન અબી સુફયાન, રબીઆ બિન આમિર, મયસરહ બિન મસરૂક, કયસ બિન હબીરહ ઝરાર બિન અઝવર, મિકદાદ બિન અસ્વદ, અબૂ ઝર ગિફારી, અમરૂ બિન મઅદી કરબ, અમ્માર બિન યાસર, રાફિઅ બિન ઉમયરહ, શર્હબીલ બિન હસ્ના અને અન્ય ઇસ્લામના વીરો એ ટુકડીમાં શામિલ હતા. તેમની રવાનગી પછી અબુ ઉબયદહએ લશ્કરને તૈયાર કરવા માંડ્યું. લગભગ બધા સરદારો ખાલિદ સંગાથે ગયા હતા એટલે તેમણે તેમના નાઇબોને તેમના સ્થાને જમણી ડાબી પાંખે મુકર્રર કર્યા.

જ્યારે પાંચસો બખ્તરધારી સ્વારો નેઝા તાણી મયદાનમાં પહોંચ્યા; ત્યારે રૂમી સેના સ્તબ્ધ થઇ ખડી થઇ ગઇ. બાહાનની

મુરાદ બર ન આવી. ઉભયમાંથી કોઇએ પણ હલ્લો કર્યો નહિ. ખાલિદ, જ્યાં લગી ઇસ્લામી સેના તૈયાર થઇ આવી ન પહોંચે, ત્યાં લગી લડાઇ શુરૂઅ ન થાય એમ ઇચ્છિતાજ હતા. થોડાજ સમયમાં અબૂ ઉબયદહ લશ્કર લઇ ત્યાં આવી પહોંચ્યા. સૌ સરદારો પોતપોતાને સ્થાને ગોઠવાઇ ગયા. પાયદળ ફવજ પર શર્હબીલ બિન હસ્ના, જમણી પાંખે યઝીદ બિન અબી સુફયાન, ડાબી પાંખે કયસ બિન હબીરહ, વચ્ચે સ્વંય અબુ ઉબયદહ અને ઝેહફ સેના પર ખાલિદ બિન વલીદ પોતાનો ઝંડો લઇ ઉભા રહયા. બાહાને લશ્કરની નીચે પ્રમાણે ગોઠવણી કરી હતી.

કનાતીર પોતાની ટુકડી સહિત જમણી પાંખે, દુરીહાન ડાબી પાંખે, કોરીર અને જર્જીર મધ્યમાં, જબલા મોખરે અને સ્વંય બાહાન એક બુલંદ સ્થળે ચઢી ગયો; જ્યાં તેના માટે એક તંબુ ઉભો કરવામાં આવ્યો હતો. એ તંબૂની આસપાસ બે હઝાર ચુનંદા લડવૈયાઓને ગોઠવવામાં આવ્યા હતા. અબુઉબયદહએ મુસલમાનોને અલ્લાહને યાદ કરવા અને ધીરજ તેમજ અડગતાપૂર્વક દુશ્મનોનો મુકાબિલો કરવાનો બોધ આપ્યો. ખાલિદે દુશ્મનોની વ્યુહરચનાનું ઝીણવટપુર્વક અવલોકન કરવા માંડયું. બાહાને અત્યંત કુશળતાપૂર્વક લશ્કરને ગોઠવ્યું હતું. ત્રીસ હઝાર સિપાહીઓને નોખી નોખી ટુકડીઓમાં સાંકળો વડે જકડી લેવામાં આવ્યા હતા; જેથી તેઓ ભયભીત થઇ પારોઠના પગલાં ન ભરે. ખાલિદે દુશ્મનોની વ્યુહરચનાનો માપ કાઢી અબુઉબયદહને કહયું :

"રૂમીઓએ મરવા મારવાનો મક્કમ નિર્ધાર કર્યો છે એટલે લડાઇ ઘમસાણની થશે. તેમણે અન્યોન્યને ઝંજીરો વડે જકડી લીધા

છે. તમારૂં સ્થાન સઇદ બિન યઝીદને સોંપી તમો બસો ત્રણસો સ્વારોને લઈ લસ્કરની પછવાડે જઈ ઉભા રહો, અગર મુસલમાનો હુમલાની તાબ ન લાવી નાસવા માંડે તો તમને જોઇ તેઓ લજવાશે અને અડગતાપુર્વક દુશ્મનોનો સામનો કરવાને મજબૂર થશે."

અબૂ ઉબયદહએ ખાલિદ સાથે સંમત થઇ તુર્તજ સઇદ બિન ઝયદ—જેઓ 'અશરએ મુબશ્શરહ'માંથી હતા—પોતાના સ્થાને ફવજની મધ્યમાં ખડા કર્યા અને પોતે ત્રણસો સ્વાર સંગાથે લઇ લસ્કરની પછવાડે જઇ ઉભા. સૌથી પહેલાં અઝદ કવમના એક નવજુવાન અબુ ઉબયદહ પાસે આવ્યા અને કહ્યું :

"મયદાને જંગમાં જઈ અલ્લાહની રાહમાં મ્હારી જાનને નિસાર કરૂં એ માટે મ્હને પરવાનગી આપો. અગર રસુલે ખુદા (સ.)ની સેવામાં કોઇ પયગામ મોકલવો હોય તો કહો."

અબુઉબયદહની આંખોમાંથી આંસૂઓ લટકી પડયાં, તેમણે કહ્યું:

"હે ભાઈ! અલ્લાહ તારી મુરાદ પુરી કરે. જ્યારે રસૂલે ખુદા (સ.)ની ખિદમતમાં પહોંચો; ત્યારે સલામ અર્ઝ કરી કેહજો કે હુઝૂરે (સ.) જે વાઅદા કર્યા હતા તે બરહક હતા."

આ પયગામ લઇ અઝદી જવાન જુસ્સાપુર્વક મયદાનમાં નીકળ્યા અને હરીફ તલબ કર્યો. તુર્તજ એક રૂમી પહેલવાન તેમના મુકાબિલા માટે આવ્યો. અઝદીએ ઘોડાને ફેરવી અત્યંત બળપુર્વક રૂમી પર નેઝાનો વાર કરી તેને ભોંય ભેગો કરી દીધો. બીજો રૂમી આવ્યો, તેને પણ કત્લ કર્યો. ત્રીજો આવ્યો, તે પણ અઝદીના હાથે માર્યો ગયો, પછી ચોથો નીકળ્યો, તેય કત્લ થયો. અંતે પાંચમાં રૂમી પહેલવાનના હાથે અઝદી શહીદ થયા. અઝદી કવમે જ્યારે

પોતાના પહેલવાનને શહીદ થતા જોયા; ત્યારે ક્રોધાતૂર થઇ તે આગળ વધી. મઝહજ, હમીર અને ઝુબયદ કવમે પણ તેમનો સાથ દીધો. ત્યાં રૂમીઓની જમણી પાંખની આગલી સફ આગળ વધી. લડાઇના મંડાણ થયા. ઇસ્લામી સેનાની ડાબી પાંખે અત્યંત સખ્તીપુર્વક રૂમીઓનો મુકાબિલો કરી તેમને પાછળ હઠવાની ફર્ઝ પાડી. આથી રૂમીઓની જમણી પાંખની બીજી સફે હુમલો કર્યો. અરબોએ તેમને પણ થંભાવેલા રાખ્યા, એટલામાં રૂમીઓની જમણી પાંખની ત્રીજી સફ તેમના પર તુટી પડી. મુસલમાનો આ ત્રેવડા હુમલાની તાબ ન લાવી સક્યા. ઝુબયદ કવમ પાછળ ખસવા લાગી; પરંતુ અઝદીઓ અણનમ રહી અત્યંક વીરતાપુર્વક ઝઝૂમવા લાગ્યા પોતાની ઝુબયદ કવમને પાછળ ખસતી જોઇ અમરૂ બિન મઅદી કરબે તેમને લલકારતાં કહ્યું :

હે ઝુબયદીઓ! કયાં જાઓ છો? તમે ઇઝઝત અને નામવરી ત્યાગી ઝિલ્લત અને નામોશીની તરફ જઇ રહયા છો? તમે જન્નતને છોડી જહન્મ તરફ જઇ રહયા છો? તમારી આ નામર્દી ઉપર હઝારો વર ફિટકાર હો! અલ્લાહ તમને જોઇ રહયો છે એનું તમને ભાન નથી? અલ્લાહ સબ્રનો બદલો દેનારો અને બે સબ્રો પર ગઝબ નાઝિલ કરનારો છે. અલ્લાહની રઝામંદી છોડી તમે શીદ એ ગઝબને તમારા સિરે વ્હોરી રહયા છો? આવો. અને મયદાને જંગમાં ઝઝૂમી તમારી જાનોને અલ્લાહની રાહમાં કુર્બાન કરી દો!"

અમરૂના શબ્દોએ ધારેલી અસર કરી. ઝુબયદી પુનઃ ગયરત ખાઇ રૂમીઓ પર તૂટી પડયા. અન્ય કવમો અત્યંત અડગતા અને વીરતાપૂર્વક ઝઝૂમી રહી હતી. અઝદીઓના પુનઃ આગમનથી તેમનામા

ઝુસ્સાનું સીંચન થયું. અબુહુરયરહ પોતાની અવસ કવમ સહિત તેમની બ્હારે ધાયા. અરબોએ બળ અને હિમ્મતપૂર્વક તલ્વાર ચલાવી રૂમીઓના મોઢાં ફેરવી દીધાં. રૂમીઓ પાછળ હટવા લાગ્યા. અઝદીઓએ ખરેખર રંગ રાખ્યો હતો. સૌથી વધુ તેમનાજ સિપાહીઓ કામ આવ્યા હતા.

આ તરફ આ સ્થિતિ હતી જ્યારે બીજી તરફ રૂમીઓની ડાબી પાંખે ઇસ્લામીઓની જમણી પાંખ પર ઝનુનપુર્વક હલ્લો કર્યો. મુસલમાનોની જમણી પાંખના સરદાર, ઝંડાધારી અને થોડાક બહાદુરો અણુનમ રહી ઝઝૂમતા રહયા; પરંતુ બાકીની સેનાએ નાસવા માંડયું. રૂમી તેમને દબાવતા અવરતોના પડાવ સુધી લઇ ગયા. અબૂસુફયાન પણ એ નાસનારાઓમાં હતા. જ્યારે અવરતોએ મુસલમાનોને નાસતા જોયા ત્યારે તેમણે પોતાના પુરૂષોના મોઢાંઓ પર પત્થરો મારવા માંડયા; અને તેમને લા'નત મલામત કરવા લાગી. અબૂ સુફયાનના પત્ની હિન્દહએ આગળ વધી અબૂ સુફયાનના ઘોડાને ફટકારતાં કહ્યું:

"જહાલત-કાળમાં તો તમો ખૂબ બહાદુર હતા હવે મુસલમાન થઇને શું નામર્દ થઇ ગયા? તમારી ગયરતને શું થયું? અગર તમો પુરૂષો લડી સકતા નથી; તો અવરતોના લિબાસ પહેરી ઝનાનખાનામાં બેસો. અમે તમારી જગ્યાએ લડીશુ."

અબુ સુફયાન અત્યંત લજ્જિત થયા, તેમણે નાસતા મુસલમાનોને સંબોધી કહયું:

"મુસલમાનો! આપણી અવરતોના વેણો સાંભળવા કરતાં તો જંગમાં રૂમીઓના હાથે મરી જવું સારૂં છે. અવરતોની ઝબાન

રૂમીઓની તલ્વારો કરતાં વધુ તેજ છે અને એના ઘા જીરવાય એમ નથી.”

ચોમેરથી નાસનારાઓ પર પત્થરોનો વરસાદ વરસ્યો. તેમને પુનઃ મયદાન તરફ ફરવું પડયું; પરંતુ રૂમીઓ ત્યાં ધસી આવ્યા હતા. અવરતો તલ્વાર ખેંચી મયદાનમાં ઉતરી પડી; અને રૂમીઓ સામે ઝઝુમવા લાગી. ખવલા બિન્તે અઝવર અને અન્ય અવરતોએ તે વીરતા દાખવી કે જોનારા આભા બની ગયા. ખવલા અને બીજી કેટલીક અવરતો ઝખ્મી થવા છતાં ઝઝુમતી રહી. આ હાલત જોઇ નાસનારાઓની ગયરતે ઉછાળો માર્યો અને તેઓ અત્યંત ઝનૂન અને હિંમતપુર્વક લડવા લાગ્યા. જોતજોતામાં રંગ બદલાઇ ગયો. રૂમીઓ ધીમે ધીમે પાછળ હઠવા લાગ્યા, એટલામાં એક રૂમી ટુકડી તેમને આવી મળી. મુસ્લામીઓની જમણી પાંખે પુનઃ હાર ખાધી. અવરતોએ જ્વલંત શૂરાતન દાખવી તેમને નસાડયા. ત્રીજી વાર મુસલમાનો પુનઃ ભાગ્યા પરંતુ અવરતો તેમને થંભાવી રૂમીઓ સામે ઝઝુમવા લાગી. અવરતોની અપ્રતિમ વીરતાએ રૂમીઓને પાછા હઠાવી દીધા.

એટલામાં સયફુલ્લાહ (અલ્લાહની તલ્વાર) પોતાની અજીત સેના સહિત મુસલમાનોની કુમકે ત્યાં આવી પહોંચ્યા. અવરતોને રૂમીઓ સામે જંગ ખેલતી જોઇ તેઓ આભા બની ગયા. ઝરીઆ બિન હરસ નામની સ્ત્રીએ કહ્યું:

“હે ઇબ્ને વલીદ! શું તમે મુસલમાનોને નાસવાનું શીખવ્યું છે?” ખાલિદે કહ્યું:

“હું તો નાસનારાઓમાંથી નથી.” એ સાંભળી ઝરીઆ બોલી:

"લા'નત હો તે સિપાહી ઉપર, જે પોતાના શરદારને ઝઝુમતો જુએ અને મયદાન છોડી ન્હાસે."

અરબ અવરતોને રૂમીઓ સામે લડતી જોઈ ખાલિદની ગયરતે ઉછાળો માર્યો. તેમની આંખોમાં ખૂન ઉતરી આવ્યું. તેમણે સાથી. ઓને જોશ ચઢાવી એવા તો જુસ્સાપુર્વક હુમલો કર્યો કે રૂમીઓ જીવ લઇ ન્હાઠા. ખાલિદ તેમની પાછળ પડયા અને રૂમીઓની લાશોના ઢગના ઢગ ખડકતા દરીહાન સુધી જઇ પહોંચ્યા. ઝરાર બિન અઝવર દરીહાનને નિહાળતાં વિજળી વેગે કૂદયા; અને તેના પર નેઝાનો વાર કર્યો. દરીહાન સાવધાન બને તે પહેલાં ઝરારનો નેઝો તેના જિગરની પાર થઇ ગયો. તે ઝમીન પર ટૂટી પડી તરફ-ડવા લાગ્યો. ખાલિદને રૂમીઓની ડાબી પાંખ સામે ઝઝૂમી રહેલા નિહાળી જર્જીરે કોરીરને કહયું :

"ચાલો, આપણે મુસ્લિમ સેનાની મધ્ય હરોલ પર હુમલો કરીએ." કોરીરે કહ્યું :

"તમો તમારી ટુકડી સહિત તેમના પર હુમલો કરો, પાછળથી હું તમારી સહાયે આવીશ." જર્જીર બોલ્યો :

"તમે અને હું બરાબરના સરદાર છીએ. તમે મ્હને લડાઇનો હુકમ કરો એ તમારા અધિકારની વાત નથી."

"હું મર્તબામાં તમારા કરતાં મોટો છું. તમને હુકમ કરવાનો મ્હને અધિકાર છે."

એ સાંભળી જર્જીર સળગી ઉઠયો, તેણે કહયું :

"વારૂ ત્યારે, હું આ મામલાને બાહાન સમક્ષ પેશ કરીશ. અત્યારે તો હું મ્હારો ફર્ઝ અદા કરૂં છું, તમે જાણો અને તમારૂં કામ.

જર્જીરે પોતાની ટુકડીને આગળ વધવા હુકમ કર્યો. ઝંજીરોવાળા સિપાહીઓ આગળ વધ્યા. મુકાબિલો શુરૂઅ થયો. ઈસ્લામી સેનાના મધ્ય ભાગમાં સુનંદા અને નામવાર લડવૈયાઓ હતા. તેમણે અત્યંત જવાંમર્દીપૂર્વક રૂમીઓનો સામનો કર્યો, તોય રૂમીઓએ તેમને પાછળ હટાવી દીધા. જો અબુઉબયદહ પીઠ પાછળ ન હતે તો નિઃસંદેહ તેઓ પારોઠના પગલા ભરતે. પરંતુ અબુઉબયદહના લિહાઝના કારણે તેઓ અડગતાપુર્વક દુશ્મનોના સામના કરતા રહયા. એટલામાં ખાલિદ રૂમીઓની ડાબી પાંખને મારી હઠાવી તેમની મદદે દોડી આવ્યા. સાંકળમાં જકડાયલા સિપાહીઓ કપાઇ કપાઇને પડવા લાગ્યા. જોતજોતામાં રૂમીઓની આગેકૂચ અટકી પડી અને તેઓ પાછળ હઠવા લાગ્યા.

આ લડાઇમાં ત્રણ વાર ઇસ્લામી સેના પાછળ હટી; પરંતુ અવરતોની બહાદુરીના કારણે તેમણે અંતે રૂમીઓ પર ફતહ હાસિલ કરી.

થોડી વારના માટે લડાઈ બંધ રહી. ઉભય સૈન્યો અન્યોન્યનું મોઢું જોવા લાગ્યા.

રૂમી સેનાને મગતરાં મિસાલ ત્રણ સ્થળે કચરી દરીહાનને કત્લ કર્યો એવું જ્યારે બાહાને જોયું ત્યારે તેના ગુસ્સાનો પાર રહયો નહિં. તેણે પોતાની સેનાને સખ્ત લાઅ'નત મલામત કરી. એક રૂમી પહેલવાનને આથી ગુસ્સો ચઢયો, તેણે મયદાનમાં નીકળી હરીફ તલબ કર્યો. તેના સામના માટે અઝદ કબીલામાંથી એક પહેલવાન નીકળ્યો. રૂમીએ પળવિપળમાં તેને શહીદ કરી નાખ્યો. આથી મઆઝ બિન જબલે મયદાનમાં જવાનો સંકલ્પ કર્યો. અબુ ઉબયદહએ તેમને

રોકતાં કહ્યું : " હે મઆઝ ! તમે નિશાન લઈ તમારા સ્થાને ઉભા રહો. "

મઆઝે આથી પોતાની કવમને સંબોધી પ્રશ્ન કર્યો:

"મ્હારી કવમમાંથી કયો ભડવીર રૂમી પહેલવાન સામે બાથ ભીડવાને જશે ? મ્હને સિપહસાલારે એ માટે મનાઈ કરી છે."

એ સાંભળી મઆઝના નવજવાન પુત્ર અબ્દુર્રહમાને આગળ તરી કહ્યું :

"પરવાનગી હોય તો હું એ રૂમી પહેલવાનના મુકાબિલા માટે જાઉં." મઆઝ બોલ્યા :

"જાઓ, બેટા ! અલ્લાહની રાહમાં તમારી જાન નિસાર કરો."

અબ્દુર્રહમાન મયદાનમાં ઉતરી રૂમી સામે ઝઝૂમવા લાગ્યા. તેમણે ઝનૂનપુર્વક રૂમી પર તલ્વારનો વાર કર્યો. તલ્વાર ઢાલને કાપતી તેની ખુદ પર પડી. રૂમીને એથી કાંઇ હાનિ ન પહોંચી. રૂમીએ લાગ જોઇ અબ્દુર્રહમાનના ખભા પર તલ્વારનો વાર કર્યો, અબ્દુર્રહમાન ઝખ્મી થઇ વાપસ ચાલ્યા આવ્યા. રૂમી આથી મગરૂર થઇ ઘોડાને મયદાનમાં ફેરવવા લાગ્યો અને તેણે ઇસ્લામી સૈન્ય પર હુમલો કર્યો; પરંતુ અઝદ કવમે તેને નસાડી મુકયો. રૂમી પુન : મયદાનમાં આવી ગર્જવા લાગ્યો. અબૂ ઉબયદહ એ નિહાળી બોલ્યા :

"કયો જવાન એના મુકાબિલા માટે જઇ એના ગર્વનું ખંડન કરવાની હામ ભીડે છે ?"

આમિર બિન તુફયલ એ સાંભળી મયદાનમાં ઉતર્યા; અને તેમણે રૂમી પર નેઝાનો વાર કર્યો. નેઝો કુટી ગયો. આમિરે નેઝાને

હાથમાંથી ફેંકી દીધો. રૂમીએ આમિર પર વાર કર્યો. આમિરે તેને ઢાલ પર રોકયો, સાથેજ તેમણે રૂમી પર તલ્વારનો ઘા કર્યો. તલ્વાર રૂમીના ખભા પર પડી અને બખ્તરને કાપતી છેક આંતરડાં લગી ઉતરી ગઇ. રૂમી મૃત થઇ ઉંધે માથે ઝમીન પર પડયો. ઇસ્લામી સેનામાં 'અલ્લાહુ અકબર'નો ના'રો બુલંદ થયો. આમિરે ઘોડાને મયદાનમાં ફેરવી દુશ્મનોને પડકારતાં કહયું :

"રૂમીઓ મ્હારો મુકાબિલો કરી સકે એમ નથી. બની ગસ્સાન-માંથી કોઇ વીરલો હોય તો મુકાબિલા માટે નીકળે."

એ સાંભળી સ્વંય જબલા એ બખ્તરો પહેરી નખથી શીખ લગી લોઢામાં મઢાઈ મયદાનમાં ઉતર્યો, તેણે આમિરને પુછ્યું :

"તમે કયા કબીલામાંથી છો?" આમિર બોલ્યા:

" હું અવસ કબીલામાંથી છું.:

" તમે મ્હારા સગા છો, એટલે મયદાનમાં જઇ કોઇ બીજાને મ્હારા મુકાબિલા માટે મોકલો." આમેરે પ્રશ્ન કર્યો :

"તમે કયા કબીલામાંથી છો?"

"બનીગસ્સાન, મ્હારૂં નામ જબલા છે અને હું ગસ્સાનનો બાદશાહ છું."

"સાવધાન, હું વાર કરૂં છું."

જબલાએ સાવચેત બની તલ્વાર ઉપાડી. બંનેના વાર સાથે પડયા. આમિરની તલ્વાર જબલાના બખ્તર ઉપર કાંઇ અસર ન કરી સકી; પરંતુ જબલાની તલ્વાર આમિરના બખ્તરને કાપતી તેમની કમર સુધી ઉતરી ગઈ. આમિર શહીદ થઇ ઝમીન ઉપર ઢળી પડયા.

એ નિહાળી આમિરના પુત્ર જન્દબ પિતાનો બદલો લેવા મયદાનમાં નીકળ્યા. જબલાએ પુછ્યું :

"તમે કોણ છો?" જન્દબે કહ્યું :

"હું આમિરનો પુત્ર છું. મ્હારા પિતાના ખૂનનો બદલો હું તારાથી અવશ્ય લઇશ યા તારે હાથે શહીદ થઈ જઇશ."

"તું હજી બાળક છે, પાછો ચાલ્યો જા; અને કોઇ ચુનંદા ખેલાડીને મ્હારા સામના માટે મોકલ."

"અમો મુસલમાનો મયદાનમાંથી પાછા કદી ફરતા નથી."

અને સાથેજ જન્દબે જબલા પર હુમલો કર્યો. જબલાએ મુશ્કિલીપૂર્વક વારને રોકયો. તે સાવચેત બની લડવા લાગ્યો. જન્દબ તેની આસપાસ વર્તુલ બાંધી વાર પર વાર કરવા લાગ્યો. થોડાક સમય લગી ઉભય વચ્ચે ઝપાઝપી ચાલતી રહી. અંતે જન્દબે અધીર બની એક સખ્ત ઘા જબલાના સિર ઉપર કર્યો. જબલાનું આખું બદન થરથરી ઉઠ્યું, પરંતુ વાર કરવામાં જન્દબે એક ગંભીર ભૂલ કરી. તેઓ જબલાના છેક સમીપ આવી ગયા. જબલાએ લાગ જોઇ એક આડો હાથ જન્દબ પર માર્યો. જન્દબ બે ટુકડા થઇ શહીદ થઇ ગયા.

જન્દબના વારે જબલાના બદનમાં સનસનાટી ઉત્પન્ન કરી દીધી હતી. તે વધુ વાર મુકાબિલા કરી સકે એમ ન હતું. એટલે તે પાછો ફરી ગયો.

પોતાના બે ભડવીરોને શહીદ થતા જોઇ અવસકવમનો ગુસ્સો મર્યાદા ઓળંગી ગયો. અઝદ કવમે પણ સાથ પૂર્યો. ખાલિદ—જે

મને આમિર અને જન્દબની શહાદતથી ખુબ રંજ પહોંચ્યો હતો—પોતાની સેના સહિત તેમની સાથે થઇ ગયા. સૌએ બનીગસ્સાન પર હુમલો કરી તેમને તલ્વારને ઘાટ ઉતારવા માંડયા. બનીગસ્સાનનો ઝંડાધારી કત્લ થયો અને ઝંડો તેના હાથમાંથી પડી ગયો. બનીગસ્સાન ઝંડો લેવા આગળ વધ્યા. ત્યાં અરબોએ ઝંડા પર હાથ માર્યો. ઘમસાણની લડાઇ થઇ. જોતજોતામાં બનુગસ્સાનના સૈનિકોએ નાસવા માંડયું.

સૂર્યાસ્ત થવાને ઝાઝી વાર ન હતી. ઉભય સૈન્યો થાકીને લોથપોથ થઈ ગયાં હતાં. એટલે તેઓ પોતપોતાની છાવણી તરફ પાછા ફર્યા.



# ૧૨ ] 'યવમુત્તા'વીર

બીજી સવારે ઉભય પક્ષની સેનાઓ સુસજ્જ થઇ અન્યોન્યના મુકાબિલા માટે મયદાનમાં આવી ઉભી રહી. સૌથી પહેલાં રૂમીઓના એક સરદારે દસ હઝાર સૈનિકો સહિત ઇસ્લામીઓની જમણી પાંખ પર હુમલો કર્યો. ઇસ્લામી સેનાની જમણી પાંખ પર અમરૂ બિન આસ અલમ લઇ ઉભા હતા. રૂમીઓના સખ્ત હુમલાને લઈ પ્રથમ તો મુસલમાનો પાછળ હઠયા; પરંતુ અમરૂ બિન આસ અને તેમના સાથીઓ અણનમ થઇ રૂમીઓનો સામનો કરવા લાગ્યા. તેમની દૃઢતા અને વીરતાએ થોડાજ સમયમાં રૂમીઓને પાછા ધકેલી દીધા. બીજી તરફ જર્જીરે ત્રીસ હઝાર જવાનો સહિત શર્હબીલ બિન હસ્નાની ટુકડી ઉપર હુમલો કર્યો. થોડાક સમય લગી તો શર્હબીલ બિન હસ્નાના સાથીઓ દૃઢ થઇ રૂમીઓ સાથે લડતા રહયા; પરંતુ ધીમે ધીમે તેમણે મયદાન છોડવા માંડયું, અહિં લગી કે શર્હબીલ સાથે કેવળ પાંચસો સાથીઓ રહી ગયા. તેમણે અત્યંત જવાંમર્દીપુર્વક રૂમીઓ સામે ટક્કર ઝીલી તેમની આગે-કૂચને થંભાવી દીધી. મયદાન છોડી ગયલા સાથીઓ, પોતાના સરદારને દ્રઢતાપુર્વક ઝઝુમતો જોઇ ગયરત ખાઈ પાછા ફર્યા. શર્હબીલે તેમને સખ્ત ઠપકો આપ્યો. સાથીઓએ મયદાન ન છોડવાના આકરા શપથ લઇ રૂમીઓ પર જુસ્સા અને ઝનુનપુર્વક હુમલો કરી તેમને પાછા હઠાવી દીધા.

ખાલિદ બિન વલીદે રૂમીઓના પહેલા હુમલાને નિષ્ફળ ગયલો જોઇ તુર્તજ ઝહફ કવમ સાથે રૂમીઓની જમણી પાંખ પર હુમલો કર્યો. બીજી તરફ કયસ બિન હબીરહએ રૂમીઓની ડાબી પાંખ પર આક્રમણ કર્યું. ઉભયે રૂમીઓને એવા દબાવ્યા કે તે તેમને પાછળ ધકેલતા ધકેલતા ઠેઠ બાહાનના શામિયાના લગી લઇ ગયા. બાહાન એ દેખી ગભરાયો અને તેણે તીરંદાઝોને તીર ચલાવવાનો હુકમ કર્યો. તીરંદાઝીમાં ભારે નિષ્ણાત એવી આર્મેનિયન કવમે તીરોનો વરસાદ વરસાવી મુસલમાનોને પાછળ હઠાવી દીધા.

ઉભય સૈન્યો થોડી વારના માટે પોતપોતાના સ્થાને ઉભા રહી થાક ખાવા લાગ્યા. એટલામાં રૂમી સેનામાંથી એક કદાવર અને ભીમકાય પહેલવાને મયદાનમાં ઉતરી હરીફ તલબ કર્યો. અબુઉબય-દહની સુચનાથી ઝૂલ્કલાહ હમીરી તેના સામના માટે ગયા. પ્રથમ નેઝાઓ વતી બંને એક બીજા ઉપર વાર કરવા લાગ્યા: પરંતુ કોઇ ફાવ્યું નહિં. અંતે બંને જણે વિખુટા પડી થોડીક વાર થાક ખાધો. પછી બંનેએ નેઝા ફેંકી તલ્વારો ખેંચી. બંનેના વાર એક સાથે પડયા, ઝૂલ્કલાહનો વાર બેકાર ગયો; જ્યારે રૂમીના વારથી ઝૂલ્કલાહનું બાવડું ઝખ્માયું. ઝૂલ્કલાહ તુર્તજ મયદાન છોડી પોતાની સેનામાં આવી ભળ્યા. તેમનો ઝખ્મ—જેમાંથી ખુબ લોહી વહી રહ્યું હતું—ધોઇ ધાઇ બાંધવામાં આવ્યો. ઝૂલ્કલાહના પડકારવાથી હમીરી કવમના એક બખ્તરધારી જવાને વિજળી વેગે મયદાનમાં જઇ રૂમી પહેલવાન પર નેઝાનો વાર કર્યો, નેઝો તેની પીઠની પાર થઇ ગયો. બીજો રૂમી પહેલવાન હમીરીના મુકાબિલા માટે નીકળ્યો. તેને પણ હમીરીએ કત્લ કર્યો, ત્રીજો નીકળ્યો; તેના પણ એજ હાલ થયા. અંતે ચોથા

પહેલવાનના હાથે હમીરી શહીદ થયા. તુર્તજ હમીરી કવમના એક પહેલવાને આગળ વધી એવું તાકીને તીર માર્યું જેણે તેની છાતી વીંધી નાખી. રૂમી શહીદ થયલા હમીરી પહેલવાન પાસે ઘાઇલ થઇ ઢળી પડયો. મુસલમાનોમાં તકબીર અને હર્ષના પુકારો થયા; જ્યારે રૂમી સૈન્યમાં ફફડાટ મચી રહયો. રૂમીઓને એક અતિ ચુનંદા અને નામવર પહેલવાનની ખોટ ગઇ હતી. થોડીક વાર લગી તો રૂમીઓમાંથી કોઇ બહાર નીકળ્યું નહિં. અંતે સાહસ કરીને તેમનો એક મોટો સરદાર મયદાનમાં ઉતર્યો. તેણે કહ્યું :

"હું એક સરદાર છું, મ્હારા મુકાબિલા માટે અરબોનો કોઇ સરદાર આવે."

એ સાંભળી રસૂલુલ્લાહ (સલ.)ના કાતિબ શર્હબીલ બિન હસ્ના નિશાન હાથમાં લઇ મુકાબિલા માટે નીકળ્યા. અબુ ઉબયદહના કહેવાથી નિશાન એક માણસને સ્વાધીન કરી શર્હબીલ રૂમી સરદાર સામે થયા. દ્વંદ્વ યુદ્ધનો આરંભ થયો. બંને કુશળ લડવૈયા હતા. તેમની કળાએ દોસ્ત દુસ્મન ઉભયના મુખેથી શાબાશીની ખંડણી વુસૂલ કરી. રૂમી કોઇ રીતે કાબૂમાં આવતો નથી; એમ જ્યારે શર્હબીલને લાગ્યું ત્યારે તેમણે નાસવાનો ઢોંગ કર્યો. હરીફને નાસતો જોઇ રૂમીએ પીછો પકડયો. થોડે દુર જઇ શર્હબીલે પાછા ફરી રૂમી પર હલ્લો કર્યો. રૂમીએ ઘોડો કુદાવી વાર ચુકવ્યો. તે બોલ્યો :

"તમે લોકો યુધ્ધ કળામાં ભારે નિપુણ છો. ખાંડાના ખેલ સરસ રીતે ખેલી જાણો છો; પરંતુ તમારા દાવે તમને કાંઇ લાભ પહોંચાડયો નહિં."

બંનેની તલ્વારો તુટી ગઇ ત્યાં લગી ઉભય અન્યોન્ય પર વાર કરતા રહયા. પછી તલ્વારો ફેંકી એક બીજાને વળગી પડયા. રાત્રિ–જાગરણ અને રોઝા રાખવાના કારણે નંખાઇ ગયલા દેહવાળા શર્હબીલ સશકત અને કદાવર દેહવાળા રૂમી પહેલવાન આગળ કંઇ વિસાતમાં ન હતા. બંને એક બીજાને પટકવાની કોશિશ કરવા લાગ્યા. રૂમી પહેલવાન શર્હબીલ પર ગાલિબ આવી જશે એમ જ્યારે ઝરારે જોયું, ત્યારે તેમનાથી; રસુલુલ્લાહ (સ.)ના કાતિબને રૂમી પહેલવાન શહીદ કરી નાખે એ ન સહેવાયું. તેઓ ઘોડો દોડાવી મયદાનમાં પહોંચ્યા. રૂમી પહેલવાન શર્હબીલને ઘોડા પરથી ઉંચકી ઝમીન પર પટકવાની તૈયારીમાંજ હતો એટલામાં ઝરારે તેને પડકાર્યો. રૂમી શર્હબીલને છોડી ઝરાર તરફ ધસ્યો. ઝરારે આગળ ધસી રૂમી પર ખૂબ ઝોરથી ખંજરનો ઘા કર્યો; જેના કારણે રૂમીના બે ટુકડા થઇ ગયા. ઇસ્લામી સેનામાં હર્ષના પુકારો બુલંદ થયા. રૂમીઓના સંતાપનો પાર રહયો નહિં. ઝરાર અને શર્હબીલ લશ્કરમાં પાછા ફર્યા. પોતાના પહેલવાનના બે ટુકડા થતા જોઇ એક બીજો પ્રખ્યાત રૂમી પહેલવાન ક્રોધિત થઇ બહાર નીકળ્યો. ઝુબયર બિન અવ્વામે મયદાનમાં ઉતરી તેને કત્લ કર્યો. બીજો નીકળ્યો તેનેય કત્લ કર્યો. આમ એક પછી એક ચાર રૂમી સરદાર ઝુબયરના હાથે કત્લ થયા. એ નિહાળી ખાલિદે અબુઉબયદહને કહયું :

"ઝુબયરે ખરેખર આશ્ચર્યકારક વીરતા દાખવી છે. તેઓ લાગલાગટ ચાર પહેલવાનો સાથે બાથ ભીડવાના કારણે થાકી ગયા હશે તેમને તેડી લો, નહિંતર તેઓ સ્વંય હરગિઝ પાછા ફરશે નહિ."

**અબૂ ઉબયદહની આજ્ઞાથી** ઝુબયરને પાછા ફરવું પડયું. ત્યાર બાદ એક અત્યંત સુવિખ્યાત રૂમી પહેલવાન બહાર પડયો. ખાલિદે તેમના મુકાબિલામાં જઇ પળવિપળમાં તેને કત્લ કરી નાખ્યો.

પોતાના ચુનંદા પહેલવાનોને એક પછી એક કત્લ થતા જોઇ બાહાનના સંતાપનો પાર રહયો નહિં. તેણે કહયું :

"અરબો નેઝાકે તલ્વારની લડાઇમાં પરાજિત થવાના નથી. તેમના પર આક્રમણ કરવાથી પણ કાંઇ વળે એમ નથી."

તેણે તુર્તજ તીરંદાઝોને મુનાસિબ અંતરે રહી તીર ચલાવવાનો હુકમ કર્યો. એક લાખ તીરંદાઝોએ આગળ વધી એક સામટા તીર છોડયાં. મુસલમાનોને આથી પુષ્કળ નુકસાન થયું. સાતસો મુસલમાનોએ પોતાની એક આંખ ગુમાવી સંખ્યાબંધ ઘોડા ઝખ્મી થઇ ચોમેર નાઠા. મુસલમાનો પર ભયંકર મુસીબત નાઝીલ થઇ. તેમની ગભરામણનો પાર રહયો નહિ. તે દિવસનું નામ તેમણે **'યવમુત્તા'-વીર** (કાણા થવાનો દિવસ) રાખ્યું છે. આવો મુસીબતનો સામનો તેમને કદી કરવો પડયો ન હતો. બાહાને મુસલમાનોમાં ગભરાટ પ્રવર્તેલો જોઇ તીરોનો વરસાદ વરસાવવા હુકમ કર્યો. મુસલમાનો ગભરાઇ કયાંક મયદાન છોડી નાસવા ન માંડે એ બીકે ખાલિદે તીરંદાઝો સુધી પહોંચી તેમને વિખેરી નાખવા સરદારોને સુચના કરી. એ સાંભળતાંજ ખાલિદની સંગાથે અમર બિન આસ. ઝુબયર બિન અવ્વામ, શર્હબીલ બિન હસ્ના, ઝરાર બિન અઝવર અને અન્ય સરદારોએ પોતાની સેના સહિત તીરોની વરસતી ઝડીઓ વચ્ચે પોતાના ઘોડા વહેતા મુકી તીરંદાઝો પર હલ્લો કર્યો. કત્લનું

બાઝાર ગર્મ થયું, તીરંદાઝોનો ધાણ નીકળી ગયો. તેઓ વિખેરાઇ ચોમેર નાસભાગ કરવા લાગ્યા. ખાલિદના હાથે તે દિવસે નવ તલ્વારો ટૂટી. સેંકડોની સામે તેઓ એકલા ઝઝૂમતા રહયા. ઝરાર બિન અઝવરે પણ કાળો કે'ર વર્તાવી મુકયો. ઝુબયર બિન અવ્વામ અને અન્ય સરદારોએ અપ્રતિમ શુરાતન દાખવી રૂમીઓને ભાન-સૂના બનાવી મુકયા. ચાલીસ હઝાર રૂમી તીરંદાઝો તત્લ થયા. બાકીના નાસી પોતાની સેનામાં જઇ ભળ્યા. આમ, મુસલમાનોનો ભયંકર આફતથી છુટકારો થયો. ઉભય સૈન્યો પુનઃ પોતપોતાના સ્થાને ખડાં થઇ ગયાં. ખાલિદ હજી ધરાયા ન હતા. તેમણે મયદાનમાં નીકળી હરીફની માંગણી કરી. એક રૂમી પહેલવાન મુકાબિલા માટે નીકળ્યો. ખ઼ાલિદના પહેલાજ વારે તેનું કામ તમામ કરી દીધું. પછી રૂમીઓને ઘણાય પડકાર્યા છતાં કોઇ પહેલવાને તેમના સામનાની હામ ભીડી નહિં. અબૂ ઉબયદહએ આગ્રહ કરી ખાલિદને પાછા તેડી લીધા. સૂર્યાસ્ત થવાને ઝાઝી વાર ન હતી. રૂમીઓ આજના યુધ્ધમાં ભયંકર હાનિ સહન કરી પોતાની છાવણીમાં પાછા ફર્યા. મુસલમાનોએ પણ પાછા ફરી ઝખ્મીઓની સારવાર કરવા માંડી. અબૂઉબયદહ લશ્કરમાં ચોમેર ધુમી કહેતા હતા :

આજ તમને ઘણું વેઠવું પડયું છે. પરંતુ દુશ્મનોનું તમારા કરતાંય અતિ વધુ નુકસાન થયું છે."

તે રાત્રે સરદારો ખૂબ થાકેલા હતા એટલે રક્ષણનો સઘળો ભાર અબૂઉબયદહએ પોતાના ઝિમ્મે ઉપાડી લીધો. રાત્રિના સમયે તેઓ છાવણીની આસપાસ ગસ્ત લગાવી રહયા હતા; એટલામાં બે

સ્વારોને તેમણે પોતાની આગળ જતા જોયા. તેમણે હાક મારી તેમને થોભાવ્યા. તેમણે ત્યાં જઈ જોયું તો તે સ્વારો ઝુબયર બિન અવ્વામ અને તેમના પત્ની અસ્મા બિન્તે અબીબક્ર છે. અબૂઉબયદહએ ચકિત થઈ પૂછ્યું :

"અત્યારે ક્યાં જઈ રહ્યા છો?" ઝુબયરે કહ્યું :

"આજ મુસલમાનો થાકીને લોથપોથ થઇ ગયા છે એટલે નિગહબાનીનું કામ અંજામ આપવાનું મુનાસિબ ધારી અમે પ્હેરો ભરી રહ્યા છીએ."

અબૂઉબયદહ એ સાંભળી ખૂબ પ્રસન્ન થયા. તેમણે તેમના હકમાં દુઆએ ખયર માંગી, પછી અબૂઉબયદહએ તેમને કહ્યું :

તમો પણ આજની લડાઇમાં ખૂબ થાકી ગયા છો. જઇને આરામ કરો. હું નિગહબાની કરૂં છું.

"અમારે આરામ કરવો નથી; અમને નિગહબાની કરવા દો."

ઝુબયર પોતાના પત્ની સહિત આખી રાત ઇસ્લામી છાવણીની આસપાસ ગસ્ત લગાવતા રહ્યા.

× × ×

બાહાન ચિંતાતૂર વદને પોતાના તંબૂમાં દાખિલ થયો. તેણે કારીર અને જર્જીરને તેડી કહ્યું :

"હવે તમો શી સલાહ આપો છો? આપણો એ કે પ્રયત્ન કારગર થતો નથી. અરબોના સાહસ, દ્રઢતા, શૌર્ય અને મરીફીટવાની લગન્ના આગળ આપણા ચુકને પ્રયત્નો એળે ગયા છે.

આજ તીરંદાઝોએ તેમને ગભરાવી મુકયા હતા, મ્હને આપણા વિજયની લગભગ ખાત્રી થઇ ચુકી હતી, પરંતુ મુસલમાનો તીરોના વરસતા વરસાદને અવગણી આપણા તીરંદાઝો પર ટૂટી પડયા અને તેમનો કચ્ચર ઘાણ વાળી નાખ્યો. કાલે અરબો હુમલો કરે તો આપણું સૈન્ય ભાગી છુટશે એવો મ્હને અંદેશો છે."

કોરીરે કહ્યું :

"ઇસ્લામી સેનાના સિપહસાલારને થોડાક દિવસ લડાઇ મવકૂફ રાખવાનું કહેણુ મોકલો. એ અરસામાં આપણું સૈન્ય થાક ઉતારી લડાઇ માટે તૈયાર થઇ સકશે"

## [ ૧૩ ] બાહાનનો નિર્ધાર

વહેલી સવારે બાહાને બની ગસ્સાનના એક સમજદાર માનવીને અબૂઉબયદહ કને મોકલ્યો. તેણે ત્યાં જઈ નીચે મુજબનો સંદેશો પાઠવ્યો :

"લડાઈનું કાંઈ કહેવાય નહિં. વિજય અનિશ્ચિત છે. બે ચાર દિવસ તમારી તરફેણમાં બાઝી રહી તેથી તમારે મગરૂર થવાનું નથી. હજી રૂમી સેનાની સંખ્યા લાખોની છે અને તેમાં મોટા મોટા રણવીરો મવજૂદ છે. પરિણામ રૂમી સેનાના વિજયમાંજ આવશે. તમો વધુ સમય રૂમી સેના સામે ટક્કર ઝીલી સકશો નહિં. સમાધાનનો કોઈ માર્ગ નીકળે એટલા ખાતિર લડાઈ થોડાક દિવસ મુલતવી રાખવી એવી બાહાનની ઈચ્છા છે. બાહાને આ પુર્વે પોતાની મર્યાદામાં રહી તમારી સાથે સમાધાનની વાટાઘાટ ચલાવી, તમે તેનો અસ્વીકાર કર્યો. હવે તે બાદશાહ સાથે સંદેશા ચલાવી સંભવિત હોય તો તમારી સાથે સુલહ કરી નાખવા ઈચ્છે છે. અગર બાદશાહ રાઝી થઈ જાય તો પછી તમારી મોંમાંગી મુરાદ બર આવ્યા વિના રહેવાની નથી."

અબૂઉબયદહએ ખાલિદને તાબડતોબ બોલાવી તેમને બાહાને મોકલેલા સંદેશાથી વાકિફ કર્યા, અને સાથે સાથે તેની દરખાસ્ત મંઝૂર રાખવા પોતે તૈયાર છે એ પણ સૂચવ્યું. ખાલિદ એ સાંભળી બોલ્યા :

હે ઉમ્મતના અમીન ! આ પહેલાં પણ બાહાને સાત દિવસ લગી લડાઈ મુલ્તવી રાખવા સંદેશો મોકલ્યો હતો. મ્હારા વિરોધ છતાં તમે તેની માંગણીનો સ્વીકાર કર્યો હતો. તેનો બદલો એ આપ્યો કે, આપણી અસાવધ સ્થિતિનો લાભ લઇ તેણે આપણી સેના પર અચાનક છાપો માર્યો. તે સમયે અગર આપે મ્હારૂં કહેવું માન્ય રાખ્યું હતે તો તેથી અવસ્ય આપણને લાભ થયા વિના રહેતે નહિ. હું એમના છળકપટથી ખૂબ વાકિફ છું. અત્યારે પણ તેઓ કોઇ દાવ ખેલવાની વેતરણમાં હોય એમ લાગે છે. બાહાનની માંગણીનો આપણે હરગિઝ સ્વીકાર કરવાનો નથી." અબૂઉબયદહએ કાસિદને કહ્યું:

"બાહાનને જઇ કહો કે અમે તેની માંગણી મંઝૂર રાખી સકીએ એમ નથી. આ પહેલાં પણ તેણે અમારી સાથે વિશ્વાસઘાત કર્યો હતો. હવે અમે તેમના ફરેબમાં આવી લડાઇ મુલ્તવી રાખવાના નથી. અમે તૈયાર થઈ મયદાનમાં આવીએ છીએ; તમેય લસ્કરની સજાવટ કરી મયદાનમાં આવો. અમે કોઇ પણ ભોગે આ લડાઇનો અંત લાવવા માંગીએ છીએ."

બાહાનનો દુત માયૂસ થઇ પાછો ફર્યો. તેણે બાહાનને અબૂ ઉબયદહના પયગામથી વાકિફ કર્યો. બાહાન એ સાંભળી અત્યંત ખિન્ન થઇ કહેવા લાગ્યો :

"અરબો મ્હારી માંગણીને મંઝુર રાખશે એવું હું તો ધારતો હતો, પરંતુ તેઓ તો ગમે તે નિર્ણય કરી લેવાના અભિલાષી છે. તેઓ સાથે લડયા વગર છુટકો નથી. લસ્કરને તૈયાર કરી મયદાનમાં ચાલો. અંજામ જે આવવાનો હશે તે આવશે. આજ હું પોતે લડાઇમાં ઉતરીશ." જર્જીરે કહયું :

"અમારા હોવા છતાં આપે લડાઇમાં ઉતરવાનું કાંઈ પ્રયોજન નથી. પહેલાં હું મયદાને જંગમાં નીકળી અરબોના સિપહસાલારને દ્વંદ્વયુદ્ધનું આવ્હાન આપીશ. અગર તેને કત્લ કરવામાં હું ફળિભૂત થયો તો અવશ્ય આપણી જીત થયા વિના રહેવાની નથી. હવે સરદારો વચ્ચે દ્વંદ્વયુદ્ધ ખેલાવું જોઇએ. આમ લડાઇનો સત્વર અંજામ આવી જશે." બાહાન બોલ્યો :

ખાલિદ અને તેની પંકિતના બે ત્રણ સરદારોને કત્લ કરવામાં આપણે સફળ થયા તો તેથી અવશ્ય આપણુને લાભ થયા વિના રહેશે નહિ. વીરતા અને અડગતાપુર્વક આપણી સામે ઝઝુમે એવા અરબ સેનામાં આ બે ત્રણ સરદારોજ બાકી રહયા છે; અગર એમને મારવામાં આપણે ફાવી સકયા તો પછી વિજય મેળવતાં કશી વાર લાગવાની નથી."

અને બાહાને લશ્કરને મયદાનમાં કૂચ કરી જવાનો હુકમ આપ્યો.



## [ ૧૪ ] મુસલમાનોનો જ્વલંત વિજય

ત્યાં અબૂ ઉબયદહ સવારની નમાઝથી ફારિગ થઈ લશ્કરને લઇ મયદાનમાં ઉતર્યા. જર્જીર નખ શીખ લોખંડના શણગાર સજી મયદાનમાં ઉતર્યો. તેણે મુસલમાનોને લલકારતાં કહ્યું :

"હું રૂમી સેનાનો એક મોટો સરદાર છું. મ્હારા મુકાબિલા માટે અરબોનો સિપહસાલાર આવે; હું કોઇ અદના સરદાર સાથે લડવા માંગતો નથી."

ઉમ્મતના અમીન અબૂઉબયદહએ જેઓ અલમ લઇ લશ્કરની મધ્યમા ઉભા હતા. જર્જીરનો પડકાર ઝીલ્યો. તેમણે ખાલિદને તેડાવી કહ્યું :

"હે અબા સુલયમાન! રૂમી સરદારે મુકાબિલા માટે મ્હને આવ્હાન કર્યું છે. આ અલમ તમે તમારી પાસે રાખો, અગર હું સહીસલામત પાછો ફર્યો તો અલમ તમારી પાસેથી પરત લઇશ; નહિંતર, અમીરૂલ મુઅમિનીન જ્યાં લગી કોઇ હુકમ ન ફરમાવે ત્યાં લગી, તમો ઇસ્લામી સેનાના સિપહસાલાર રેહજો." ખાલિદ એ સાંભળી બોલ્યા :

"હે ઉમ્મતના અમીન! આપ રોઝા રાખી અને રાત્રિ-જાગરણ કરી છેકજ નિર્બળ અને અશક્ત થઇ ગયા છો. ખાસ કરી આજ આખી રાત લશ્કરની નિગહબાની કરી આપે જાગરણ કર્યું છે. તમે

અલમ તમારી પાસેજ રાખો, અને રૂમી સરદારના મુકાબિલા માટે જાઉં એ માટે મ્હને પરવાનગી આપો."

"રૂમી સરદારે મ્હને તલબ કર્યો છે. હું તેના સામના માટે જાઉં એ મ્હારો ફર્ઝ છે." બીજા સરદારો એ સાંભળી વચ્ચે પડ્યા. તેમણે કહ્યું :

"જ્યાં લગી અમે મવજૂદ છીએ ત્યાં લગી આપ શા માટે મયદાને જંગમાં ઉતરો? પહેલાં અમને કુર્બાન થઇ જવા દો, પછી આપની મર્ઝીમાં આવે તેમ કરજો."

"જ્યારે હરીફે ખાસ મ્હનેજ તલબ કર્યો છે ત્યારે જવા વગર છુટકો નથી. તમો એ માટે મ્હને મજબૂર ન કરો; હું મુકાબિલા માટે અવશ્ય જઇશ."

એ જવાબ સાંભળી સઘળા ખામોશ થઈ ગયા. ખાલિદે અલમ તેમના હાથમાંથી લઇ લીધો. અબૂઉબયદહ બખ્તર પહેરી અને હથિયારો સજી જર્જીરના સામના માટે મયદાનમાં ઉતર્યા. જર્જીરે પુછ્યું:

"શું અરબોના તમે સિપહસાલાર છો?"

"ઇસ્લામીઓ મ્હને પોતાનો સરદાર લેખે છે. તમારા તેડવાથી હું મુકાબિલા માટે આવ્યો છું."

લડાઇ શુરૂઅ થઇ. લાંબા સમય લગી બન્ને અન્યોન્ય સામે ઝઝૂમતા રહયા. મુસલમાનો અબૂઉબયદહ તરફથી ચિંતાતુર થઇ તેમની સલામતી માટે દુઆ માંગતા હતા. પોતાનો હરીફ કાબૂમાં આવે એમ નથી એવી પ્રતીતિ થતાંજ જર્જીર અચાનક મયદાન છોડી નાઠો. અબૂ ઉબયદહ તેની પાછળ પડ્યા. થોડેક દુર જઈ જર્જીરે પાછા ફરી અબૂઉબયદહ પર અણધાર્યો ઘા કીધો. અબૂઉબય-

દહએ ફુર્તિપુર્વક ઘા ચુકવી સામો તલ્વારનો એક ઝબરદસ્ત ઘા કર્યો. તલ્વાર જર્જીરનું બખ્તર કાપતી પોતાનું કામ કરી ગઇ. જર્જીર ધરતી પર ઢળી તરફડવા લાગ્યો. અબૂઉબયદહએ અલ્લાહુઅકબરનો ના'રો બુલંદ કર્યો. મુસલમાનોએ પણ હર્ષાવેશમાં આવી તકબીરના પુકારો કર્યા. અબુઉબયદહ વિજયી થઇ સૈન્યમાં પાછા ફર્યા અને અલમ લઈ પોતાને સ્થાને જઇ ઉભા.

જર્જીરને કત્લ થતો જોઇ બાહાનને ખૂબ લાગી આવ્યું; તે બોલ્યો :

"અફસોસ ! મ્હારો જમણો હાથ મયદાને જંગમાં કત્લ થઇ ગયો. હવે હું પોતે મયદાનમાં ઉતરૂં છું; અગર મર્યો તો આ સઘળા સંતાપનો અંત આવી જશે; અગર બચ્યો તો બાદશાહના ઇન્આમનો મુસ્તહક થઇશ."

એ સાંભળી એક બહાદુર પહેલવાને બાહાન પાસે આવી કહ્યું :

"મયદાનમાં જવાની મ્હને ઇજાઝત આપો. હું મુસલમાનો કનેથી જર્જીરનો બદલો અવશ્ય લઈશ."

"તું પણ મયદાનમાં જઇ કિસ્મત આઝમાવ."

એ પહેલવાનનું નામ સરજીસ હતું. તે જર્જીરનો સગો થતો હતો. તેણે મયદાનમાં ઉતરી અશ્વને થનગનાવવા માંડયો. ઇસ્લામી સેનામાંથી માલિક ઉશ્તર તેના મુકાબિલા માટે નીકળ્યા. થોડીકવાર બન્ને બરાબર લડતા રહયા. સરજીસના દેહ પર કોઈ વાર અસર કરતો નથી એવી ઝાંખી થતાંજ ઉશ્તરે તાકીને રાંગ પર નેઝાનો ઘા કર્યો; નેઝો સરજીસની જાંઘ પર લાગવાના બદલે ઘોડાની પાંસળીઓમાં ઘુસી ગયો. ઘોડો સ્વાર સહિત ઝમીન પર તુટી પડયો. સરજીસ

ઝીન પરથી અલગ થાય તે પહેલાં માલિકે ફુર્તિથી તેનું કામ તમામ કરી દીધું.

આ હાલત જોઇ બાહાનના રોષનો પાર રહયો નહિં. તેણે સ્વંય મયદાનમાં ઉતરવાનો નિશ્ચય કર્યો. હાથ તળેના સરદારોએ આવી કહ્યું :

"જ્યાં લગી અમે હયાત છીએ ત્યાં લગી તમારે મયદાનમાં ઉતરવાની ઝુરૂર નથી."

"હું હવે છેકજ કંટાળી ગયો છું. મ્હારો સબ્રનો પયમાનો છલોછલ થઇ ગયો છે. હું હવે આ ખેલને ખત્મ કરી દેવા માંગું છું. લડાઇ લંબાય એ હું હરગિઝ સાંખી સકતો નથી. હારૂં યા જીતું એની હવે મ્હને પર્વા નથી. તમો પોતપોતાના સ્થાને થોભો. હું મયદાનમાં જાઉં છું."

બાહાન સશસ્ત્ર થઇ એક વઝનદાર ગુરઝ લઇ મયદાનમાં નીકળ્યો. બાહાન અનુભવી, ખડતલ અને વીર લડવૈયો હતો. અરબો તેના ગુરઝનો વાર સંભળી સકશે નહિં એવો તેને યકીન હતો. માલિક ઉસ્તર સરજીસને કત્લ કરી મયદાનમાં વીરહાક વગાડતા ઉભા હતા. ખાલિદે બાહાનને મયદાનમાં નીકળતો જોઇ અબૂ ઉબયદહને કહયું :

"ખુદ બાહાન મયદાનમાં ઉતર્યો છે. અગર માલિકના બદલે હું મયદાનમાં હતે તો લડાઇનો સત્વર ફેસલો આવી જતે."

બાહાને મયદાનમાં આવી માલિકને પૂછ્યું :

"તમારૂં નામ ખાલિદ છે?"

"નહિં, મ્હારૂં નામ માલિક ઉસ્તર છે."

ખાલિદ સાથે જંગ ખેલવાનો મ્હારો ઇરાદો હતો; પરંતુ વાંધો નહિં. હું તને કત્લ કરી પછી ખાલિદને પડકારીશ."

"તમારી ઇચ્છા પૂર્ણ થવાની નથી. તમો મ્હારા હાથે કત્લ થશો."

"હું તમારા સૈન્યના તમામ સરદારોને વીણી વીણી કત્લ કરીશ. સાવધાન !"

લડાઈનો આરંભ થયો. થોડીકવાર લગી બંને ઝઝૂમતા રહયા. બંનેમાંથી કોઇ ફાવ્યું નહિં. અંતે મવકો જોઇ બાહાને જોરથી ગુરઝનો વાર કર્યો. માલિકે વારને ઢાલથી રોકયો. ઢાલ પરથી છટકી ગુરઝ માલિકના ખુદ પર પડયો. અગર ગુરઝનું જોર ઢાલે હળવું કરી નાંખ્યું ન હોત તો માલિકના ખુદ પર પડી તેણે માલિકના મસ્તકના ચુરેચુરા કરી નાખ્યા હોત. તોય ગુરઝના ઘાએ માલિકનો ખુદ તેમની આંખો ઉપરના હાડકામાં ઘુસી ગયો. હાડકું બહાર નીકળી આવ્યું. ઘામાંથી લોહીનો ધોધ છુટયો. બાહાને હરીફ કત્લ થઈ ઘોડા પરથી ટૂટી પડવાની અણી ઉપર છે એમ માન્યું ત્યાં માલિકે અલ્લાહ પાસે ફતહની દુઆ માંગી અને રસૂલ (સ.) ઉપર દુરૂદ પળહયું. એજ ઝખ્મી હાલતમાં માલિકે ઘોડાને વિજળી વેગે કુદાવ્યો અને બાહાન પર ટુટી પડી બળપુર્વક તલ્વારનો ઘા કર્યો. ઘા જોઈએ તેવો કારગર તો ન થયો; પરંતુ તેના કારણે બાહાનનો હાથ ઝખ્મી થઇ ગયો. પોતાના હાથને ઝખ્મી થયલો જોઇ બાહાન ઘોડો દોડાવી લશ્કર તરફ નાઠો. માલિક ઇસ્લામી સેનામાં પાછા ફર્યા. તેમનો ઝખ્મ બાંધી દેવામાં આવ્યો.

બાહાનને પીઠ ફેરવતો જોઇ ખાલિદે અબુઉબયદહને કહયું :

"હવે લાગ છે. હલ્લાની પરવાનગી આપો. આજે અવશ્ય આપણો વિજય થશે."

અબુઉબયદહએ તેજ સમયે હલ્લો કરવાનો હુકમ આપ્યો. મુસલમાનો અલ્લાહુ અકબરના ગગનભેદી પુકારો કરતા રૂમી સેના પર તુટી પડયા. રૂમી લાશોના ઢગના ઢગ ખડકાવા લાગ્યા. રૂમીઓ અડગતાપુર્વક ઝઝુમી રહયા હતા, પરંતુ અરબોના જીવલેણ હલ્લા આગળ તેઓ ફળિભૂત ન થઇ સકયા. સાંજ પડી, સૂર્યાસ્તને ઝાઝી વાર ન હતી. રૂમીઓએ અરબોના મુકાબિલાની તાબ ન લાવી ભાગવા માંડયું. અરબોએ તેમનો પીછો પકડયો. યરમૂક નદીએ હઝારો નાસતા રૂમીઓનો ભોગ લીધો. ખાલિદ પોતાની ઝહફ્સેના સહિત બાહાન અને તેની સેના પાછળ પડયા. થોડાજ ફાસલા પર તેમને આંતરી લીધા. બાહાન આ ધીંગાણામાં કત્લ થયો. તેના સંખ્યાબંધ સાથીઓ પણ તલ્વારને ઘાટ ઉતર્યા. બાકીના વિરવિખેર થઇ ચોમેર નાસી છુટયા.

અરબોનો જવલંત વિજય થયો. જંગે યરમૂકમાં કાસન ડી પરસ્યુલના કથન મુજબ એક લાખ ચાલીસ હઝાર રૂમીઓ કત્લ થયા. નદીમાં જે ડુબી મૂઆ તેમનો પાર નથી. ઇસ્લામી સેનામાં ઝખ્મીઓની સંખ્યા વિશેષ હતી પરંતુ કાસન ડી પરસ્યુલના કથન મુજબ માર્યા ગયલાઓની સંખ્યા કેવળ ત્રણ હઝારની હતી.

રૂમીઓનો બેશુમાર માલ મુસલમાનોને હાથ આવ્યો. કેવળ બાહાનનો સરસામાન સાઠ હઝાર દીનારનો હતો.

આ મહાન યુધ્ધ, હિજરી સન ૧૫ ના રજબ માસમાં ખેલાયું હતું; જેણે શામની કિસ્મતનો ફેસલો સુણાવી દીધો.

જંગે યરમૂકના વિજયે મુસલમાનો માટે શામ અને ફલસ્તીનના દરવાઝા ઉઘાડી નાંખ્યા.

**સમાપ્ત.**

# બઝમે ઇકબાલ ગ્રંથમાળા

એશિયાના મહાકવિ ઇકબાલ [ મર્હૂમ મગફૂર ] ના આદર્શોને પોષે એવા, પ્રાણવાન ઇસ્લામી સાહિત્યનું સર્જન કરતી, મુસ્લિમ-ગુજરાતની પહેલી ગ્રંથમાળા.

**વાર્ષિક લવાજમ :**

સ્થાનિક : રૂા. ૨-૦-૦

હિન્દ : રૂા. ૨-૮-૦

પરદેશ : રૂા. ૩-૦-૦

આફ્રિકા : શિલિંગ પાંચ

અલ્પ લવાજમમાં ૬૦૦ પાનાના લગભગ છ થી આઠ પુસ્તકો આપતી મુસ્લિમ-ગુજરાતની આ પહેલી ગ્રંથમાળાના ગ્રાહક બની ઉત્તેજન દ્વારા તેની સફળતા ઇચ્છો !

લવાજમ મોકલવાનું ઠેકાણું :

**બઝમે ઇકબાલ**

**કઠોર Kathor**

(Via : Sayan)

# બઝમે ઈકબાલ ગ્રંથમાળા

## પહેલાં વરસના પુસ્તકો

## પ્રગટ થયલાં

૧ થોડાંક ચરિત્ર-દર્શનો મૂલ્ય ૦-૫-૦

૨ જંગે યરમૂક " ૦-૫-૦

[ પોસ્ટેજ એક આનો વધુ. બર્મા દોઢ આનો. આફ્રિકા ખાતે દરેક પુસ્તકના ૯ પેન્સ પોસ્ટેજ સહિત. ]

૩ સમારતનો કયદી

૪ આગા મકબૂલ

૫ પઠાનનું વૈર અને બીજી વાતો

૬ વતનની વેદી

૭ શેરશાહ

૮ ઈકબાલની નઝમો

[ ગુજરાતી તર્જુમા સહિત ]

## હવે પછી ટુંકમાંજ પ્રગટ થશે

બઝમે ઇકબાલ ગ્રંથમાળા : પુસ્તક ત્રીજું

ઉર્દૂના મશ્હૂર નવલકથાકાર

મીરઝા અદીબ કૃત :

# સમારતનો કયદી

( વીરરસ અને પ્રેમશૌર્યથી ભરપૂર એક વાર્તા )

એક અવરતના પ્યારમાં ચકચુર બનેલા માનવીને જ્યારે ફર્ઝનું ભાન થાય છે...પોતાની માતૃભૂમિને પરદેશીઓની ઝુંસરીમાંથી આઝાદ કરવા, સમારતના વતન-વીર જવાનો જાનને હથેલી પર લઇ, દુશ્મનોની રાક્ષસી તાકતો સામે કેવી વીરતાપૂર્વક ઝઝૂમે છે. વગયરહ અનેક જીવલેણ, અદ્ભૂત અને રોમાંચક પ્રસંગોથી છલોછલ, હાથમાં લીધા પછી છોડવાનું મન ન થાય એવી સુંદર, રસદાયક અને દર્દનાક નવલકથા.

મૂલ્ય ૦-૪-૦ ( પોસ્ટેજ સહિત )

આફ્રિકા છ પેન્સ ,,

આજેજ ટિકિટો બીડી ગ્રાહક તરીકે તમારૂં નામ અગાઉથી નોંધાવો

મળવાનું ઠેકાણું :—

બઝમે ઇકબાલ

કઠોર KATHOR ( વાયા સાયણ )